( દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિ. )

ખંડ ૪.

# પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણ કીર્ત્તન.

એટલે

કેટલીક પ્રખ્યાત સ્ત્રીઓનાં જીવનચરિત્ર.

લખનાર,

નારાયણ હેમચંદ્ર.

પ્રસિદ્ધ કરનાર

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

અમદાવાદ.

હાજીપીઠમાં "ગુજરાતગેઝેટ" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૫૧ સને ૧૮૯૪

કીંમત ૪ આના.

# અર્પણ પત્રિકા.

---

બ્હેન સુશીલા.

હું સ્ત્રી જાતિને સર્વદા માનની નજરથી જોતો આવ્યો છું અને યુરોપ તથા અમેરિકાની ગુણવતી સ્ત્રીઓના સમાગમથી તેમાં ઘણો જ વધારો થયો છે. સ્ત્રીઓના કોમલ, પ્રેમ ભરેલા સદ્વ્યવહારો જોયાથી હું બહુ આનન્દ અનુભવ કરૂં છું, તેમજ તમારી કોમળતા અને પ્રેમ ભરેલા સદ્વ્યવહારોનું ચિન્તન કર્યાથી બહુ આનન્દ પ્રાપ્ત થાયછે. તેનું સ્મરણ રહેવા માટે આ **પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણકીર્તન** નામનું લઘુપુસ્તક તમને ભેટ આપવું યોગ્ય સમજાવું છું, તે સ્વીકારશો.

લંડન
બ્રિટિશ મ્યુઝીયમ લાઇબ્રેરી
તા. ૨૮ એપ્રીલ ૧૮૯૩

તમારો
**નારાયણ હેમચંદ્ર.**

# પ્રસ્તાવના.

ચાર વર્ષ ઉપર મેં મારી માતા દેવકોરના સ્મ-ણાર્થે સ્ત્રીઓને વાંચવા યોગ્ય દેવકોર ગૃહપાઠ્ય પુ-સ્તકાવલિના નીચે લખેલા ત્રણ ખંડ પ્રગટ કર્યા હતા.

૧ સ્ત્રી જાતિની સત્કીર્તિ.

૨ મા અને છોકરાં.

૩ સીતા વનવાસ.

ઉપલાં પુસ્તકો ગુજરાતી મંડળમાં આદર પ્રાપ્ત થયાં હતાં, તેમાંના 'મા અને છોકરાં' અને 'સીતા વ-નવાસ'ની એકએક હજાર નકલો ફક્ત એક બે મહી-નામાં વેચાઇ ગઈ હતી. ત્યાર પછી મારે યુરોપ અને અમેરિકામાં જવાનું થયું તેથી આજસુધી બીજાં પુસ્તકો કાઢી શક્યો નથી.

ચરિત્ર સુધારવાનો સર્વથી મોટો ઉપાય મહાન્ પુરૂષો તથા સ્ત્રીઓનાં જીવન ચરિત્રોનું અધ્યયન છે. મહાન્ પુરૂષોનાં તથા મહાન્ સ્ત્રીઓનાં જીવન ચરિ-ત્રનું અનુશીલન કર્યાથી મનુષ્યનું હૃદય મહાન પણા-માં પૂર્ણ થાય છે. મહત્વનો દેવભાવ હૃદયમાં વિકાશ

પામે છે. આવો વિશ્વાસ હોવાથી હાલમાં **પ્રખ્યાત સ્ત્રીઓનાં કીર્તન** નામનું પુસ્તક મારી માતા દેવકોરના સ્મરણાર્થે દેવકોર ગૃહપાઠ્ય પુસ્તકાવલિના ૪ થા ખંડ તરીકે પ્રગટ કર્યું છે. તેમાં કેટલીક આપણા દેશની તેમજ યુરોપ અને અમેરિકાની પ્રખ્યાત સ્ત્રીઓનાં જીવન ચરિત્ર આપ્યાં છે. સ્ત્રીઓને વાંચવા યોગ્ય પુસ્તકો હવે પછી બીજાં પ્રગટ કરવાની ઇચ્છા રાખું છું.

આ પુસ્તક પ્રગટ કરવાનું માન **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને** છે. કારણ કે હું પ્રદેશમાં હોવાથી છપાવવા તથા વેચવાની ખટપટની ફીકરમાં આજ-સુધી હતો. પણ હવે **ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના** ઓનરરી રાવબહાદુર લાલશંકર ઉમીયાશંકરની કૃપાથી આ પુસ્તક છપાઇને પ્રગટ થયું છે તેથી એભાઇનો આભાર માનવો ઉચિત જાણું છું.

**લંડન**
બ્રિટિશ મ્યુઝીયમ
તા. ૨૬ એપ્રેલ ૧૮૯૩

**નારાયણ હેમચંદ્ર**

# અનુક્રમણિકા.

## વિદ્યાવતી અને બુદ્ધિવાન સ્ત્રીઓ.


લીલાવતી ........................................ ૧

ખના.............. ........................ ૬

આવિચાર................ ................ ૧૪

હડી વિદ્યાલંકાર........ .............. ૨૪

મૃગનયના............. .............. ૨૫

સ્પેશિયા. ................................ ૨૬

વિક્ટવિના................................ ૨૭

મેરિયા થેરિસા........................... ૨૭

કાથેરીન. ................ .............. ૩૦

જેન ગ્રે. ................................ ૩૧

હાઇપેસિયા. ............................ ૩૨

મડમ ડીસટેલ. ........................ ૩૩

ફિલિસિયા હિમેનલ...................... ૩૫

મેરાયા એજાયારથે...................... ૩૭

એલીઝાબેથ નરટન...................... ૩૯

ફ્રાન્સેસ ટરોલાપ........................ ૪૧
એલિઝા. .............................. ૪૨
મેરી સ્વમરવીલ. ........................ ૪૨
હારિયેટ માર્ટિનિયા અને ફ્રાન્સેસ કૉબ. ... ૪૩
ઓપિ.................................. ૪૪
આરમિની એ સ્મિથ................ .. ૬૩

**૨ પરોપકારી અને દયાવાન સ્ત્રીઓ.**

બહેન ડોરા............................ ૬૭
એલીઝાબેથ ફ્રાઇ........................૧૦૨
મીસ વિનિગ............................૧૪૧
મારગેરેટ...............................૧૪૫

**૩ કર્તવ્ય પરાયણ સ્ત્રીઓ.**

સ્ત્રીઓ સ્વામીની મદદગારો..............૧૪૭
સ્ત્રીઓનો સ્વામી પ્રત્યે પ્રેમ............૧૫૪
સ્ત્રીનો પુત્ર પ્રત્યે પ્રેમ. .................૧૫૭
સ્ત્રીનો સખીપ્રત્યે પ્રેમ..................૧૫૮
સ્ત્રીનો સ્વદેશ પ્રત્યે પ્રેમ.................૧૬૪

૫૮૨૧

# प्रख्यात स्त्रीओनां गुण कीर्त्तन.

---

## (૧)

## વિદ્યાવતી અને બુદ્ધિવાન સ્ત્રીઓ.

## લીલાવતી.

લીલાવતી ભાસ્કરાચાર્યની કન્યા હતી.* તે ગણિત અને જ્યોતિષ વિદ્યામાં એવી કુશળ હતી કે, તેના જેવા પુરૂષ થવા મુશ્કેલ છે. પરંતુ દુઃખનો વિષય એ છે કે, એનું જીવન વૃત્તાંત કોઈ સંસ્કૃત ગ્રંથમાં મળતુ નથી. આ પુસ્તક લખનારે તેનું વૃત્તાંત મેળવવાને માટે ઘણો યત્ન કર્યો હતો, પરંતુ સફળતાને પામ્યો નહિ. દિલ્હીના બાદશાહ અકબરશાહના ફૈજી નામના એક સભાસદે અકબરને ખુશ કરવા માટે એક બ્રાહ્મણની

* કોઈ કોઈ ગ્રંથકાર લખે છે કે લીલાવતી ભાસ્કરાચાર્યની સ્ત્રી હતી. પરંતુ તેનાં વિશેષ પ્રમાણ અપાતાં નથી.

આગળ પોતાને બ્રાહ્મણરૂપે ઓળખાણ્યું આપી સંસ્કૃત ભાષા શીખીને સંસ્કૃત ભાષાના ઉત્તમ ઉત્તમ ગ્રંથાદિનાં ફારસી ભાષામાં ભાષાંતર કર્યાં હતાં, તેમ **ભાસ્કરાચાર્યનું** બનાવેલું **લીલાવતી** નામના ગ્રંથનું પણ ભાષાંતર કર્યુંછે; તેની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "**ભાસ્કરાચાર્ય** બેદર શહેરનો રહેવાસી હતો. **લી**લાવતી તેની એક માત્ર કન્યા હતી, તે તેને ઘણી ચાહતી હતી. પરંતુ તેની જન્મકુંડલી અને નક્ષત્રની ગણુતરી ઉપરથી જણાયું હતું કે, તે પતિ અને પુત્ર વગરની થશે. **ભાસ્કરાચાર્ય** પોતાની કન્યાની આ દૂર્ગતિ થવાના વિચારથી ઘણો દુઃખિત રહેતો હતો, અને સર્વદા ચિંતા કરતો હતો કે શાથી તે વિધવા નથાય.

થોડાંક વર્ષમાં તેના વિવાહનો કાળ આવ્યો. તે પોતાની જ્યોતિર્વિદ્યાના બળથી એવું લગ્ન નક્કી કર્યું કે, એ મૂહુર્તમાં વિવાહ થાય તો **લીલાવતી** પતિ વગરની ન થાય, અને પુત્રાવતી થાય. પછી લગ્ન દિવસે ઘણાક વિદ્વાનો અને સુજ્ઞ લોકોને બોલાવી

ઓની સામે કન્યા અને જમાઇને એકત્ર બેસાડીને
મના કાળ નિર્ણયને માટે પાણીથી ભરેલા વાસણ
પર અતિશુદ્ધ કાણાવાળી એક વાડકી રાખીને કહ્યું
આ વાડકીના છિદ્રમાંથી પાણી ભરાઇને જ્યારે
ાડકી પાણીમાં ડુબે ત્યારે કન્યાને સંપ્રદાન કર્યાથી
યા વિધવા થશે નહિ.

ભાસ્કરાચાર્યે કાલના સૂક્ષ્મગાં સૂક્ષ્મ વિવેચનાને
ટે વિજ્ઞ પંડિત અને દૈવજ્ઞ વગેરે ઘણાક વિચક્ષણ
ષોને ત્યાં રાખ્યા હતા. પરંતુ દૈવની ગતિ વિ-
ત્ર છે. લીલાવતી બાલ્ય સ્વભાવને લીધે તે ક્ષુદ્ર
દ્ર વાળી બાડકીના ઉપર વાંકી વળીને જોતી
ી એટલામાં અકસ્માત્ તેના માથા ઉપરના મુકુ-
ાંથી એક નાનું મોતી પાણીના ટીપા જેવડું તે
ડકીમાં પડ્યું ને પાણી પ્રવેશ થવાનું છિદ્ર બંધ
યું. ભાસ્કરાચાર્ય અને દૈવજ્ઞ લોકો ઠેકાણે ઠેકાણે બે-
ને વાડકીને પાણીમાં ડુબવાની વાટ જોતા હતા;
યારે તેને પાણીમાં ડુબવાને આનુમાનિક કાલ કરતાં
લંબ થવા લાગ્યો, ત્યારે તેઓ અજાયેબ થયા.

તપાસ કરતાં માલમ પડ્યું કે, નાના મોતીથી છે
બંધ થઇ ગયો હતો અને તેમાં પાણી આવતું નહોતું
એથી આચાર્ય ઘણો અજાયબ અને દુઃખિત થયો
અને તેના લગ્નની આશા નિષ્ફળ જોઇને કન્યાને
વિવાહ કર્યો. તે પછી કેટલાક દિવસ બાદ લીલ
વતી પતિવિહીના થઇ ત્યારે ભાસ્કરાચાર્યે જોયું
લીલાવતીને પતિ અને પુત્રના વગર કાળ ગાળવો પડશે
તેથી તેણે વિચાર કર્યો કે, પુત્રાદિ દ્વારા તો કે
લાક કામ સુધી પૃથ્વીમાં નામ રહેછે, પરંતુ હું જ્યો
તિર્વિદ્યામાં કન્યાને એવી વિદ્યાવતી કરીશ કે, તો
તેનું નામ અમર થઇ જશે.

એવો વિચાર કરીને તે પોતાની કન્યાને નાના
કારના અંક અને જ્યોતિપશાસ્ત્ર શીખવાડવા લાગ
અને સંસ્કૃત ભાષામાં એક ગણિતનું પુસ્તક તૈયાર
કરીને એ પુસ્તક તેના નામથી તેણે પ્રચારિત કર
એ પુસ્તક તૈયાર કરવાનો કાલ લખ્યો હતો, પરં
નક્ષત્ર નિર્ણયકર્ણ કુતૂહલ ગ્રંથમાં તેનો સમય શા
લિવાહનનો ૧૧૦૦ શક લખ્યો છે. ભાસ્કરાચા

લાવતીને સંબોધીને પ્રશ્ન પૂછેછે અને લીલાવતી તેના
ાર આપેછે. એ ગ્રંથમાં અંક કરવાની જે રીતિ-
. છે તે અતિ સુંદર છે. તેમાં પહેલા પરિભાષા
ાપણ કરીને સરવાળા,બાદબાકી,ગુણાકાર,ભાગાકાર,
, વર્ગમૂળ, ઘન, ઘનમૂળ વગેરે અંક કરવાના અતિ
ામ અને સારાં સારાં સૂત્ર અને ઉદાહરણ આપ્યાં
તેમાંથી કેટલીક ગણિત કરવાની શૈલી સહેલીરીતે
ભાઈ શકાય છે.

વાંચનારાઓ ! એવો વિચાર કરશોના કે, કેવળ
સ્કરાચાર્ય કૃત ગ્રંથને વાસ્તે લીલાવતીનું નામ
યાત થયું છે. લીલાવતી પોતે વિદ્યાવતી હતી,
અંક તથા જ્યોતિર્વિદ્યામાં અતિ નિપુણ થઈ
. લોકોમાં દંતકથા ચાલેછે કે, લીલાવતી ગણિત
નમાં એવી તો હુશિયાર હતી કે, ઝાડને જોઇને
ાવારમાં ઝાડની શાખા ઉપરનાં પાંદડાંની સંખ્યા
. શકતી હતી.

# ખના.

ભારતવર્ષના પ્રાચીનકાળની વિદ્યાવતી સ્ત્રીઓ
ખનાનું નામ સર્વથી પહેલું ગણવામાં આવેછે. ચ
અંગાળાના નાનાથી મોટા સુધી, ગમે તો ગૃહ
હોય કે ખેતીનું કામ કરતો હોય, ચાહે તો વેપ
હોય કે જ્યોતિષક હોય તે તમામ મનુષ્યો તે
દોહરાથી ઘણા લાંબા કાળથી તેની નામના ગા
તેનાં વચન મુજબ ચાલતા આવેછે. એવી ગુણ
અને યશસ્વિની સ્ત્રીનું ખરૂં વૃત્તાંત જાણવાનો ઉ
નથી. પરંતુ જેટલું તેનું વૃત્તાંત મળ્યું છે તેટલું
ખવામાં આવેછે.

ખના મહારાજ વિક્રમાદિત્યની વેળાએ અ
લગભગ ૨૦૦૦ વર્ષની પહેલાં હતી. એવી દંત
ચાલેછે કે, તે કોઈ રાજાની કન્યા હતી. પરંતુ
રાક્ષસો (બળવાન માણસો) તે રાજકુટુંબના સ
માણસોને ભક્ષણ કરીને (એટલે મારીને) બાલ્યાવસ્થા
તેને સિંહલ એટલે લંકાદ્વીપમાં લઇ ગયા અ

ાની પેઠે તેમણે તેનું પ્રતિપાલન કર્યું. રાક્ષસો જ્યો-
ષશાસ્ત્રમાં સુનિપુણ હતા. જે રાક્ષસ ખનાનું
તેપાલન કરતો હતો તે સઘળા કરતાં જ્યોતિષશા-
માં વિશેષ કુશળતા ધરાવતો હતો. તેના શિષ્યોની
થૈ ખનાએ પણ જ્યોતિષ શાસ્ત્રનું અધ્યયન કરવા
ડયું અને તેને બીજી જાતનું કંઇ કામ નહિ હો-
થી તથા ક્રીડા કૌતુક ન હોવાથી રાત્ર દિવસ શાસ્ત્ર
નુશીલનમાં લાગી રહેતી હતી. એથી તે થોડા વખ-
ાં વિલક્ષણ વિદ્યાવતી થઇ પડી.

ખના જ્યારે રાક્ષસના ઘરમાં પ્રતિપાલિત થતી હતી અને
ખતી હતી ત્યારે નશીબ યોગે એક માણસનું બા-
ક ત્યાં રહેતું હતું; એનું નામ મિહિર હતું. એ મ-
ારાજ વિક્રમાદિત્યના નવરત્નમાંના એક રત્ન, વ-
ઃ પંડિતનો પુત્ર થતો હતો. વરાહ જ્યોતિષ
ણતમાં અદ્વિતીય તરીકે વિખ્યાત થયો હતો. તેને
ારે પુત્ર થયો ત્યારે પોતે ગણતરી કરીને જોયું કે
૧૦ વર્ષ માત્ર જીવશે, તેથી અલ્પકાળને માટે
નું પ્રતિપાલન કરીને વૃથા માયા વધારવી યોગ્ય

નથી. એવો વિચાર કરીને તેણે તરતના જન્મેલા ળાકને એક તાંબાના વાસણમાં મૂકીને નદીમાં ન દીધો. તાંબાનું વાસણ તરતું તરતું સમુદ્રમાં ગ રાક્ષસીઓ સમુદ્રના પાણીમાં નહાતી હતી, તેએ પરિશ્રમ કરીને વાસણને પકડ્યું અને તેમાંના ળાકને ઘેર આણીને પુત્રના પ્રમાણે સ્નેહથી પ કરવા લાગી. પછી ખનાને યોગ્ય વર ધારીને નાની સાથે તેનું લગ્ન કર્યું.

ખના અને મિહિર કેટલોક કાળ લંકામાં પરંતુ રાક્ષસોના કુત્સિત આચારવ્યવહારથી ળીને ત્યાંથી નિકળવાને ઘણાંજ ઉત્સુક થયાં. ર સો સર્વ સમયે તેઓને આંખની સામે રાખતા ટલે નાસવાનો લાગ મળતો નહોતો. એક દિવસે એ ખાવા બેઠા હતા એવી વખતે મહેન્દ્ર ક્ષણ ણીને ખનાએ જમણો પગ ઉપાડયો, એટલે શુભ જવા નિકળી. મિહિરે પણ તેમ કર્યું. રાક્ષસોએ સ ણ્યું કે એઓ માહેન્દ્રક્ષણમાં નિકળ્યાં છે, એટલા હવે એઓને રોકી શકાશે નહિ, ત્યારે તેઓએ

મને જવાનીરજા આપી અને એક રાક્ષસીને ખગોળ, ભૂગોળ અને પાતાળ તત્વનાં કેટલાંક પુસ્તકો આપીને કહ્યું કે, "સમુદ્ર કાંઠા સુધી એઓની જોડે જોડે જાઓ, અને પરીક્ષા કરીને જો જો કે, એઓ ત્રણ વિદ્યા સારી પેઠે શીખ્યાં છે કે નહિ? જો કંઈ ઓછાપણું નજરે પડે તો એઓને પુસ્તકો આપીને આવજો." સમુદ્ર તીરે એક ગાયને પ્રસવ થતો જોઇને રાક્ષસીએ મિહિરને પુછ્યું, "બોલો આ ગાયનું બચ્ચું કિયા રંગનું આવશે?" મિહિરે ગણના કરીને કહ્યું, "સફેત રંગનું આવશે." બચ્ચું કાળા રંગનું પેદા થયું તે જોઇને રાક્ષસીએ વિચાર કર્યો કે એઓની વિદ્યા હજી કાચી છે, એટલે પુસ્તકો મિહિરને આપીને તેને વિદાય કર્યો. મિહિરે વાછરડાના જે રંગની ગણના કરી હતી તે કરતાં વાછરડો બીજા રંગનો આવ્યો એ જોઇને તે જ્યોતિષ ગણના મિથ્યા સમજ્યો અને પુસ્તકો કાઢીને ફેંકવા લાગ્યો. એ જોતાં ખનાએ તેમ કરવાને ના કહીને કહ્યું કે, "લગાર સ્થિર થાઓ, ગણતરી ખોટી થઇ નથી." પછી

ગાયે જ્યારે વાછરડાને ચાટવા માંડયો ને તેથી તેનો ર સંકેત થયો, ત્યારે મિહિરે રહેલા પુસ્તકોની યત્ન રક્ષા કરી. પરંતુ પહેલાં પાતાળ તત્વનું પુસ્તક ફે નાંખ્યું હતું, તેથી નર લોકમાં તેઓનું આણેલું ગોળ અને ભૂગોળ ફેલાયું ને પાતાળતત્વ અજાણ્યું રહી ગયુ.

ખના અને મિહિર સમુદ્રપાર કરીને ફરતાં ફ એક જંગલમાં આવ્યાં તે વખતે રાજા વિક્રમા( મૃગયાર્થે ફોજની સાથે તે વનમાં ગયો હતો, એકાએક એઓને જોયાં. મિહિરે જ્યોતિશાસ્ત્ર ને ઓળખાણ આપ્યાથી રાજા માનપૂર્વક તેઓને રાજધાનીમાં લઈ ગયો. ત્યાં વરાહની સાથે તેની મુ કાત થઈ. વરાહ પહેલાં તેને અદેખાઈથી જોવા લ હતો પરંતુ જ્યારે પિતા પુત્રમાં ઓળખાણ અને મિહિરે વરાહને કેટલા છોકરા છે તે જ્યારે પુછ્યું ત્યારે વરાહે કહ્યું મને માત્ર એક પુત્ર જન્ હતો, પરંતુ અલ્પાયુ જાણીને તેને પાણીમાં ત નાંખી દીધો હતો. મિહિરે પૂછ્યું, "કયા ચોઘડી

માં પુત્રનો જન્મ થયો હતો ?" વરાહે તે કહ્યું એટલે મિહિરે કહ્યું કે, "તે પુત્રનું શો વર્ષનું આયુષ્યછે; તેનું હાલ મૃત્યુ થયું નથી; તે જરૂર કોઇ જગા ઉપર જીવતો છે." વરાહે પાછી ગણુતરી કરીને જોયું તો પોતાની એક શુનની ભૂલ થઇ હતી, એમ માલમ પડયું, એ વાસ્તે શોની જગાપર દશ વર્ષ ગણ્યાં હતાં. આસ્તે આસ્તે વાત થતાં થતાં તે ખોવાયલો છોકરો મિહિર માલમ પડયો. ત્યારે વરાહ પુત્ર–વધૂની સાથે પુત્રને પોતાના ઘરમાં લઇ ગયો.

ખનાને સસરાના ઘરમાં આશ્રય મળ્યાથી પરમાનંદ થયો. તે જેવી વિદ્યાવતી હતી તેવીજ સુશીલા અને ઘરના કામકાજમાં નિપુણ હતી. પરંતુ અગ્નિ જેમ વસ્ત્રથી ઢાંકી શકાતો નથી તેમ તેની વિદ્યા ઘરમાં આચ્છાદિત થઇ શકી નહિ. તેના સસરા પાસે ગણુતરીના પ્રશ્ન લઇને પુષ્કળ લોકો આવતા હતા. ખના ઘરનું કામ કરતી કરતી તેઓના સઘળા પ્રશ્ન સાંભળતી અને સસરો પાટી ઉપર ગણવાનો આરંભ કરતો હતો તેની પહેલાં પ્રશ્નનો ઉત્તર તેના મુખથી

નીકળતો હતો. એનાથી ગણતરી કરનાર સસરો અને ગણતરી કરાવાને આવેલા માણસો ઘણાજ આશ્ચર્ય પામતા હતા. ખનાની વિદ્યાની વાત ધીરે ધીરે દૂર વિદેશમાં વિસ્તાર પામવા લાગી અને સર્વત્ર તેની કીર્ત્તિ ફેલાઇ.૧ એક દિવસે ખનાએ રસોઇ કરીને જોયું કે સસરો ખાવાને ઉઠતો નથી અને ઘરમાં સુતો સુતે ઘોરતર ચિન્તામાં નિમગ્ન છે. તેણે સસરા આગળ આવીને સવિનયથી ચિંતાનું કારણ પૂછ્યું. સસરાએ કહ્યું, "બેટા! રાજસભામાં એક પ્રશ્ન ઉઠયો છે કે, આકાશમાં કેટલા તારા છે? કોઇ તેનો ઉત્તર આપી શકતા નથી, હું સર્વથી મોટા જ્યોતિષ તરીકે પ્રખ્યાત છું, તેથી જો હું એનો ઉત્તર નહિ આપું તો મારૂં અપમાન થશે. તેથી હું ચિંતાતુર છું." ખના બોલી, "તે વાસ્તે વિચાર કરો છો શું? આપ ભોજન કરો, ઉત્તર લઇને રાજસભામાં પધારજો." વરાહે કહ્યું "મેં પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી એનો સિદ્ધાન્ત ન થાય ત્યાં સુધી પાણી પીશ નહિ." ખનાએ તરત કેટલાક આંકડા માંડીને આકાશના તારાની સંખ્યા નક્કી ક-

રીનો કરી. તે વેળાએ પરમાલ્હાદિત થઇને ખુશીથી પ્રસાદ લઇને વરાહ રાજસભામાં ગયો અને ગણતરીનું ફલ કરીને સર્વને આશ્ચર્ય પમાડ્યા. ગણતરી કોણે કરી। એવું રાજાએ પૂછયાથી વરાહે પોતાની વહુની આશ્ચર્યકારક વિદ્વતાની ઓળખાણ આપીને તેનું નામ કહ્યું. તે સાંભળીને રાજા ઘણો આનંદિત થઇને બોલ્યો, "તેને હમણાં લઈ આવો, હું તેને નવરત્નના ઉપર, પ્રધાન રત્ન કરીશ." આ રાજસન્માન પ્રદર્શન ખનાને કાલ થઈ પડયો. ખનાના સસરાએ જોયું કે આતો વિપરીત થયું. તેની પુત્ર-વધુ રાજસભામાં પ્રધાન; થયાથી તેની નીતિ, કુલ, માન સર્વ જશે; એટલા માટે તેને જીભ નહિ રહે તો તેની બોલવાની શક્તિ કંઇપણ રહેશે નહિ ને રાજા પણ તેને ચહાશે નહિ. એવો વિચાર કરીને પોતાના છોકરાને હુકમ કર્યો કે, "હમણાં ખનાની જીભ કાપી નાંખ." ખનાએ આગામચની ગણપરીથી બરાબર જાણી લીધું હતું કે, જીભ કાપ્યાથી મૃત્યુ પાસે આવેલું જાણીને તેણે પોતાના સ્વામીને પાસે બોલાવ્યા અને જીભ કાપીને

અવિક્ષએ પિતૃ આજ્ઞા પ્રતિપાલન કરવા કહ્યું. સ્વામી-એ પિતૃ આજ્ઞાની ખાતર ઘણાજ દુઃખિત હૃદયથી પ્રાણપ્રિય ગુણવતી ભાર્યાની જીભના બે કકડા કર્યા અને તેથી ખનાનું મરણ નિપજ્યું !!

---

## આવિચાર.

નવમી સદીમાં મદ્રાસ ઇલાકામાં સાત મહાત્મા-ઓએ જન્મ લીધો હતો. એઓમાં ત્રણ પુરૂષો હતા અને બાકીની ચાર તે દેશની પ્રખ્યાતિ પામેલી વિદ્વાન સ્ત્રીઓ હતી. આવિચાર આ અબળા કુળ-તિલકોમાં સર્વથી ચઢીયાતી હતી. આપણા ભારત-ખંડમાં જીવનચરિત્ર લખવાનો રીવાજ ન હોવાથી અમને એમનું જીવનવૃત્તાન્ત તથા તેની ઉપયોગી સા-મગ્રી મળી નથી. તથાપિ જે કંઈ અમને જડ્યું છે તે પ્રકટ કરવાને યોગ્ય ધારીએ છીએ. એવી કદીપ-ણ આશા રાખી શકતા નથી કે આપણી આ શો-ચનીય ખોટ કોઇને કોઈ સમય પૂર્ણ થાય, કારણ કે

આવિચાર લાંબા કાળ ઉપર થઈ ગઈ છે. પંડિતોએ તેના વિષયમાં જેટલી ખબર મેળવી છે, તે પ્રકાશ કરવાનો યત્ન કર્યો છે. આટલું કહેવું ખોટું નથી કે, જ્યારે આપણે ભુવન વિખ્યાત લીલાવતી અને ખનાનું સંપૂર્ણ જીવનચરિત્ર હજી સુધી મેળવી શક્યા નથી, ત્યારે આપણે આવિચારનું સંપૂર્ણ જીવનચરિત્ર કેવી રીતે મેળવી શકીશું? જેવી રીતે ખના અને લીલાવતીના વિષયમાં કેટલીક અલૌકિક કહાણી લખવામાં આવી છે, તેવીજ કહાણી જે કંઈ મળી તે સાધારણ અજ્ઞજનોને માટે નીચે લખવામાં આવેછે.

કોઈ કોઈ કહેછે કે, આવિચાર દેવલોકમાં રહેતી હતી; પાપાચરણ કરવાને લીધે સ્વર્ગથી ભ્રષ્ટ થઈને મનુષ્ય દેહ ધારણ કરી પૃથ્વીમાં અવતરી હતી. ઘણાક પ્રકારની તપશ્ચર્યા તથા પાપનું યથાયોગ્ય પ્રાયશ્ચિત કરી જ્યાં સુધી મુક્ત ન થાય ત્યાં સુધી તેને પૃથ્વીમાં રહેવાની દેવતાઓની આજ્ઞા હતી. બીજા વળી કેટલાકો આવી રીતનું તેનું જન્મવૃત્તાન્ત કહેછે. એક દમન વેદ નામનો બ્રાહ્મણ હતો; તે બ્રાહ્મણના ઘ-

રની પાસે એક નાની ગલીમાં કેટલાક જાતિભ્રષ્ટ તથા હલકી નાતના લોકો રહેતા હતા. વેદમલયે એક રાત્રે એઓનાં એક ઘર ઉપર એક નક્ષત્ર પડતો જોયો તેથી તેણે ગણતરી કરીને જોયું તો તેને માલમ પડ્યું કે, તે ઘરમાં એક કન્યા જન્મવી જોઇએ, અને પોતાનો પુત્ર પુરૂષલ કાળેકરીને એ જન્મ પામેલી છોકરીની જોડે વિવાહ કરશે. વેદમલયે પોતાના છોકરાના વિવાહસબંધી વાત છુપાવીને બ્રાહ્મણોની પાસે બીજે દિવસે કહેવા લાગ્યો કે, કાલે રાત્રે અમુક ઘરમાં જે છોકરી જન્મી છે, તેના દ્વારાએ બ્રાહ્મણોનો ઘણો અપકાર થવાની સંભાવના છે. આવી ભયાનક વાત સાંભળીને ત્યાંના બધા બ્રાહ્મણો નવી જન્મેલી છોકરીને મારી નાંખવા માટે તરેહવાર તદબીર શોધવા લાગ્યા. હતભાગિયણ છોકરીનો બાપ સખ્ત હુકડાના પામર બ્રાહ્મણોના કહેવા પ્રમાણે કામ કરવાને કબુલ થયો. અંતે શઠ વેદમલયની સલાહ પ્રમાણે તેને એક પેટીમાં બંધ કરી પુણ્ય સલિલા કાવેરી નદીમાં નાખવામાં આવી. પરંતુ નાંખતા પહેલાં વેદ-

મલગે પોતાના છોકરાને તે છોકરીના શરીર ઉપર કાંઈ ચિન્હ છે કે નહિ તે જોવા માટે મોકલ્યો હતો. કુરજને મારે પુરૂબજે આવીને પિતાને કહ્યું કે— 'છોકરીની જાંગમાં એક તલ છે.'

આ બનાવ થયા પછી થોડી મુદતમાં વેદમલશનું મરણ નીપજ્યું. એના પછી પેલી દુર્ભાગી છોકરીના સંબંધમાં કંઇપણ સાંભળવામાં આવ્યું નહિ. તેના જીવનના નાટકનો પડદો પડ્યો, પરંતુ જીવનના નાટકનો કર્તા અપાર કરૂણામય પરમેશ્વર, ભુવનની આગળ બાળિકાના અદ્‌ભૂત જીવનનું બીજું એક નાટક દેખાડવા માટે ક્ષણકાલને વાસ્તે વિષય લેતો હતો. એક દિવસે એકદમ એ પેટી નદીમાં તરતી જતી એક બ્રાહ્મણે જોઇ. તે જોતાંજ તેને પકડી અને જોયું તો તેમાં અતિ રૂપ લાવણ્ય વાળી એક છોકરી સુતેલી દીઠી. તે જોઇને બ્રાહ્મણ ઘણો અજાયબ થયો અને તેને પોતાને ઘેર લાવ્યો. બ્રાહ્મણને છોકરૂંછૈયું નહોવાથી તેણે તેને કન્યાની પેઠે લાલનપાલન કરવાનો આરંભ કર્યો અને તેને યથાસા-

દ્ય કેળવણી આપવાને તત્પર થયો.

એટલામાં પુરૂબલે ઘણાંક શાસ્ત્રમાં કુશળતા મેળવી પોતાના પિતાનું દૃષ્ટાન્ત અનુસરણ કરી દેશ ભ્રમણ કરવાનો વિચાર કર્યો. વિધાતાનું કેવું અનિર્વચનીય કાર્ય કૌશલ છે! પુરૂબલ ફરતો ફરતો જે બ્રાહ્મણને ઘેર ઉપર લખેલી છોકરીનું લાલનપાલન થતુ હતું તેને ઘેર ઉતર્યો. તેણે કન્યાને શીખેલી જોઈ. તે બ્રાહ્મણના ઘરમાં વધારે દિવસ રહેવાની અભિલાષા જણાવ્યાથી તે મહાશય બ્રાહ્મણે તેની તે અભિલાષા પૂર્ણ કરી. ત્યાં પુરૂબલ અને બાલિકા બેઉ એકત્ર ભાઈબહેનની પેઠે બ્રાહ્મણના ઘરમાં રહેવા લાગ્યાં. થોડા દિવસમાં પરસ્પરના ઉપર પરસ્પરની પ્રીતિનો સંચાર થયો અને તે પ્રીતિ પવિત્ર વિવાહમાં જોડાઈ. થોડી મુદતમાં તેણે પોતાની સ્ત્રીની જાંગમાં પોતે આગળ જોએલા તલની નીશાની જોઈને તેને નીચ કુળથી ઉત્પન્ન થયલી સમજીને તેનું પહેલાંનું વૃતાન્ત અન્તથી ઇતિ સુધી જાણવાની ઇચ્છા કરી. સ્ત્રીએ પોતાના પાળનારની પાસેથી સર્વ

ખબર મેળવી પુરૂબસુને કહી. તેથી તેણે જાણ્યું કે મેં જેને આગળ જોઇ હતી તેજ આ છે. તેથી તે એક દિવસે છુપી રીતે સસરાના ઘરમાંથી નાશી ગયો. જમાઇ આવી રીતે નાશી ગયો એ ખબર સાંભળીને સસરો ઘણો દુઃખિત થયો અને હવે શું કરૂં એવો વિચાર કરવા લાગ્યો. કન્યાને દોષિત જાણીને નિરપરાધિ ઉછરેલી કન્યાનો તે તિરસ્કાર કરવા લાગ્યો. પતિપ્રાણ સ્રીનો પતિવિરહાનલ એથી બમણો સળગી ઉઠ્યો. વિશેષે કરીને તે સારીરીતે જાણતી હતી કે, મેં સ્વામીને અપ્રિય કંઇ કામ કર્યું નથી તથા સ્વામીને અપ્રિય વાક્ય કહીને પોતે પાપી થઇ નથી. અને તેના કર્તવ્ય ઉપર પ્રેમ રાખનાર પિતાની આજ્ઞાથી સતી પતિની શોધમાં બહાર નીકળી. સતીના સતીપણાને ધન્ય છે! એમાં એવો એક સ્વર્ગીય ભાવ છે કે, જે આ લોકના ભાવને પાવન કરવાને સમર્થ થાયછે. સતી પત્નીની તપશ્ચર્યાથી સખ્ત હઇડાના યમરાજે પણ પરાભવ માન્યો હતો. ત્યારે શું આવી ઉપર લખેલી સ્રીનો યત્ન

વિધાતા સફળ કરશે નહિ? નિશ્ચય કરશેજ. દેશ વિદેશમાં શોધતી શોધતાં તેણે પતિનો પત્તો મેળવ્યો. સ્વામીની પાસે આવી પગે લાગી તે કહેવા લાગી, "સ્વામિન્! દાસીનો ત્યાગ કરશોના; જો હું કોઇ રીતે દોષિત થઈ હોઉં તો તમે તમારા પોતાના ગુણથી તેની ક્ષમા કરી શ્રી ચરણમાં જગા આપી મારી મનકામના પૂર્ણ કરો." પાંચ દિવસ પર્યન્ત તેણે આ નિવેદન વિનયની સાથે કર્યું તથાપિ સખ્ત હૃદયના પુરુષના હૃદયમાં થોડી પણ દયા સંચાર થઇ નહિ. એક દિવસે નિદ્રિતાવસ્થામાં તેને સ્વામીએ તજી દીધી. એમ છતાં પણ કદાચ પિતા ધારે કે મેં સ્વામીને મારી નાંખ્યો છે એવી આશંકા કરીને તે પાછી પોતાના પાળનારની પાસે ગઇ નહિ.

સંન્યાસીના વેષથી સ્વામીનો પત્તો મેળવવા માટે પાછી તે દેશ દેશાન્તરમાં ફરવા લાગી. બીજા એક સદાશય બ્રાહ્મણે તેની ખરાબ અવસ્થા જોઇને દયા આવ્યાથી તેને પોતાને ઘેર લાવી રાખી. બ્રાહ્મણની પાસે દુ:ખિનીએ પોતાનું બધું વૃત્તાન્ત કહી દેખા-

ર્યું. તેનું મીઠું ભાષણ અને સુંદર રીતિનીતિ જોઇને પેલા બ્રાહ્મણની કન્યાઓ મુગ્ધ થઇને તેને બહેન પ્રમાણે ગણવા લાગી. બ્રાહ્મણ ઘણો પૈસાદાર હતો, તેને કોઇ દીકરો નહોતો, તેથી તેના મરણ પછી તેજ કન્યાઓ સર્વ તેની સંપત્તિની વારસદાર થઇ; તેની પાલિતા કન્યાને પણ તેની દોલતનો કેટલોક ભાગ મળ્યો. એથી તેને પણ ઘણી ધનસંપત્તિ મળી. એ પૈસાથી ઘણાંક મંદિર બંધાવ્યાં અને ઘણાંક સત્કાર્યો કરીને પુણ્ય કાર્યમાં જીવતર ગાળવાનો આરંભ કર્યો. તીર્થયાત્રાળુ, ભીખારી, મુસાફર, સ્ત્રી કે પુરૂષ કોઇ પણ તેનું આતિથ્ય લેતા તો તે ષોડશોપચારથી તેઓની સેવા કરવામાં કંઇપણ ઓછાપણું રાખતી નહોતી. સાધુકાર્ય કરવામાં અને સદનુષ્ઠાન કરવામાં, માનસિક ઉન્નતિ કરવામાં, તથા સાધુઓના ઉપદેશ ગ્રહણ કરવામાં અને તેઓના જીવનના પરીક્ષિત સત્ય શીખીને તેને અનુસરીને કામ કરવામાં તે કદી પણ આળસ દેખાડતી નહોતી.

આવી રીતે કેટલોક કાળ ગયા પછી તેણે સ્વા-

મીરાંને પાછું મેળવ્યું, ને તેની સેવામાં જીવનનું સાર્થક કર્યું. તેનો ભર્ત્તા હમણાં સન્યાસી અવસ્થામાં હતો. તે હમણાં તેની આદર પાત્રી થઈ. પૂર્વરીતિ અનુસાર એક દિવસ તેનો સ્વામી નાશી જવાની તૈયારી જે વેળાએ કરતો હતો તે વેળાએ તે જાણીને તેણે તેને જવાનું કારણ પૂછ્યું. એટલે આટલા દિવસ સુધી રહેલો આ સન્યાસી તેનો સ્વામી છે તેની ઓળખાણ આપી ને તેણે તે સ્ત્રીને સુખી કરી. હવે તેનો પરિત્યાગ કર્યો નહિ, પણ તેને સાથે લીધી. સ્વામી સાથે દેશ દેશાન્તર પરિભ્રમણ કરતી વેળાએ તેના પેટે જે છોકરાં જન્મ્યાં હતાં તેઓ પછી મહા મહોપાધ્યાય પંડિત અને પંડિતા થઇ પડ્યાં હતાં. ઇશ્વરના હાથમાં તેઓને સોંપીને વગર આશ્રયે તડકામાં રસ્તા ઉપર મૂકી આવવાને સ્વામીએ સ્ત્રીને આજ્ઞા કરી. માતાનો પ્રાણ! તે શું કદી પણ માને? શું કરે! સ્વામીના આજ્ઞાનુયાયી કાળ કરવાને પરાઙ્મુખ થઈ નહિ. માતા છોકરાંની પાસેથી વિદાયગીરી લેવાને ઇચ્છુક થઇ કહેવામાં આવેછે કે, તેઓએ પણ સાનંદ ચિત્તથી

વિદાયગીરી આપી. જીવના ચિર અભિલષિત્ તપ-શ્ચર્યા માટે પિતામાતા આવીરીતે બાળક બાળિકા-ઓને છોડી નીકળ્યાં. એ બાળકોમાંથી કોઇનું રાજાએ, કોઇનું ધોબીએ, કોઇનું કવિએ, કોઇનું સાધુએ, કોઇનું માદક વેચનારે કોઇનું સુતારે કોઇનું નીચ વર્ણના શૂદ્રે, પાલન કર્યું. કવિદ્વારા જે ઉછરી હતી તેજ આપણી આરાધ્ય ચિર સ્મરણીયા આવિયારછે.

આવિયારે જ્યોતિષ, ચિકિત્સા શાસ્ત્ર, ભૂવિદ્યા વગેરે અનેક વિષયોમાં કુશળતા મેળવી હતી. તે એ વિષય ઉપર કેટલાક અતિ ઉત્તમ નિબંધ લખી ગઇ છે. આવિયાર કુમારી હતી. તેનો સ્વભાવ અતિ પવિત્ર હતો. શાસ્ત્ર જ્ઞાનની સાથે ચરિત્ર ગુણ તેણે એવો અલંકૃત કરી મૂકયો હતો કે સર્વ તેને મૂર્તિ-મતી પવિત્રતા જાણીને આદર સન્માન અને ભક્તિની સાથે તેનું ગુણ ગૌરવ પ્રકટ કરતાં. આવિયારના બનાવેલા ધર્મનીતિના નિબંધો તામિલ વિદ્યાલયમાં વંચાય છે. તેના રચેલા ગ્રંથોમાં અતિશુદ્ધ અર્થાત્ નીતિ વિજ્ઞાન, કનવિનિદાન નામનો એક નાનો ગ્રંથ

અને એક નૈતિક વાંકયાવળી, એ ઘણાજ પ્રસિદ્ધ છે. આવિચાર નીતિજ્ઞતા અને કવિત્વ માટે વિખ્યાત થઈ છે.

---

# હટી વિદ્યાલંકાર.

હટી વિદ્યાલંકાર હાડી પંક્તિના બ્રાહ્મણની કન્યા હતી. ન્યાય અને સ્મૃતિ ઈત્યાદિ શાસ્ત્રમાં એ ઘણીજ કુશળ હતી. હટીએ કાશીમાંજ એને ચતુષ્પાડી એટલે સંસ્કૃત વિદ્યાલય સ્થાપ્યું હતું. બંગાળાની ઉત્તર પશ્ચિમ અને દક્ષિણના પુષ્કળ વિદ્યાર્થિઓ ચતુષ્પાડીમાં આવીને તેની આગળ શીખતા હતા. હટી સવિશેષ નૈપુણ્યની સાથે પરિશુદ્ધ રીતિથી એ સઘળા વિદ્યાર્થિઓને દર્શન, ન્યાય, સ્મૃતિ, ઈત્યાદિ વિષય શીખવાડતી. અસામાન્ય શાસ્ત્રાભિજ્ઞતાના બળથી તેનું સન્માન એટલું તો વધ્યું હતું કે, તેના ઉપર સર્વ શ્રદ્ધા તથા ભક્તિ કરતા અને ક્રિયા કર્મ કરાવવાની વેળાએ સર્વ ઠેકાણેથી નોહોતરાં આવતાં

હતાં. હુદી વિદ્યાલંકાર આહ્લાદની સાથે એ સઘળા નિમંત્રણ પત્ર લેતી, અને આહ્લાદની સાથે સભામાં જઈને સમાગત પંડિત મંડળીની સાથે શાસ્ત્રીય વાતચિત અને શાસ્ત્રીય વિચારમાં પ્રવૃત્ત થતી હતી.

---

## મૃગનયના.

મૃગનયના એ ગુજરાતી રાજાની કન્યા હતી. એ ગોવાલિયરના પતિ મહારાજ **માનસિંહ**ની રાણી હતી. એનું અસાધારણ રૂપ, લાવણ્ય, એનો (મૃગનયનાનો) સુકોમળ દેહ, સાતિશયકમનીય અને મનોહર હતાં. મૃગનયના કેવળ અસામાન્યરૂપ, લાવણ્યને માટેજ પ્રસિદ્ધ હતી એમ નથી, પરંતુ બીજા ગુણોમાં પણ તેની કીર્તિ ચોતરફ પ્રસરી હતી. સંગીતશાસ્ત્રમાં મૃગનયનાએ વિશેષ વ્યુત્પતિ મેળવી હતી. તે સમયમાં ગોવાલિયરના રાજમાં સંગીત શાસ્ત્રનો અત્યંત આદર હતો અને ઉત્તમ પ્રકારે તેનું અનુશીલન થતું. સંગીત શાસ્ત્રના ઘણાક રાગ મૃગનયનાના નામથી

પ્રસિદ્ધ છે. સંગીત શાસ્ત્રમાં મૃગનયના એવી કુશળ હતી કે, પ્રસિદ્ધ સંગીતાચાર્ય તાનસેન તેનું સંગીત શ્રવણ કરવા માટે ગોવાલિયરમાં આવવાને સંકુચિત થયો નહોતો.

---

## સ્પેશિયા.

ઈ. સ. ની પૂર્વે ૪૦૦ વર્ષની પહેલાં સ્પેશિયા નામની મિલિહાસની રહેનારી એક સ્ત્રી અલંકાર શાસ્ત્રમાં અને તત્વવિદ્યામાં કુશળ થઈ હતી તેની ભાષણ કરવાની શક્તિ એવી તો મધુર અને તેજદાર હતી કે, ગ્રીસદેશની સ્ત્રીઓ ઉપદેશ મેળવવા માટે સદા તેના ઘરમાં આવતી હતી. સોક્રેટીસ વગેરે અસાધારણ જ્ઞાતીઓ પણ " સદા તેની આગળ જતા હતા. સર્વ ગુણસંપન્ન પેરિક્લીસ સ્પેશિયાના ગુણો જોઇને એવો તો મોહિત અને ઉન્મત્ત થઈ ગયો હતો કે, તેની સાથે પરણવાની આશાથી તેણે પોતાની પરણેલી બાયડીને પણ છોડી મૂકી હતી. પણ આમ કરવાથી તે ધિક્કારને પાત્ર થયો હતો.

---

# વિકટવિના.

વિકટવિનાના નામની એક રોમન સ્ત્રીની બુદ્ધિ એવી તો તેજદાર હતી કે જ્યારે રોમનું લશ્કર બાદશાહ ગેલિયનસના જુલમથી પીડાતું હતું, ત્યારે તેઓએ બીજો કોઈ ઉપાય નહિ જોયાથી વિકટવિનાનો આશરો લીધો હતો, અને તેને ઉપરી દાખલ પસંદ કરીને ગેલિયનસની સામે લડાઈ ઉઠાવી હતી.

---

# મેરિયા થેરિસા.

છઠા ચાર્લ્સની મોટી કુંવરી અને પહેલા ફ્રાન્સીસની ગુણવંતી સ્ત્રી મેરીયા થેરિસા ઘણી કોમળ પ્રકૃતિની હોવા છતાં પણ તેણે એવી અસાધારણ વિદ્યાબુદ્ધિ મેળવી હતી કે, તેના અપુત્રક બાપના મરણબાદ તે હુંગરી બોહિમિયા, આ બેઉ રાજની અને જર્મનીનાં રાજની પણ રાણી થઈ હતી. જ્યારે તેના સઘળા પોતાની તરફવાળા પણ દુશ્મન થઇને ઉભા હતા, પ્રશિયા અને ફ્રાન્સ વગેરે તેના રાજ્યની ખરાબી

કરવા માટે લડતાં હતાં, અને તેની પ્રજા પણ બલવાખોર થઈ પડી હતી, ત્યારે તેણે પોતાની બુદ્ધિના બળથી પોતાના પ્રાણની અને ગાદીની રક્ષા કરી હતી. તેણે પોતે હુંગરીની પ્રજા પાસે જઇને તેઓને રાજભક્તિમાં ઉત્તેજનને માટે એક આશ્ચર્યકારક ભાષણ કર્યું હતું. ભાષણ પુરૂં કરતાં તે બોલી હતી, "હું મારા ભાઇઓથી તથા મારા શત્રુઓથી પીડાઇને, મારી જ્ઞાતિ કુટુંબથી દુઃખી થઇને, બીજો કોઇપણ ઉપાય નહિ જોયાથી હાલ તમારી પ્રભુભક્તિ, તમારી હિમ્મત અને તમારી અચલતાને શરણે આવીછું. મને તમારા ઉપર એટલો બધો વિશ્વાસ છે કે, હું તમારા રાજકુમારને તમારા હાથમાં સોપું છું." તેણીના આ દયા ઉશકેરનાર ભાષણથી હુંગેરીના રહેવાસીઓ એકીવારે મુગ્ધ થઇને સર્વે એકે અવાજે બોલ્યા, "અમે અમારી રાણી મેરીયા થેરિસાને માટે પ્રાણ આપવા તૈયાર છીએ." પછી થોડા કાળમાં તે પોતાની બુદ્ધિ કૌશલથી પોતાની સઘળી પ્રજાના દીલ હરી લેઇને સર્વ વિઘ્ન વિપત્તિથી રક્ષા પામી. તે ગાદી અને રાજભય-

થી મુક્ત થયા પછી અસાધારણ નિપુણતાની સાથે રાજ ચલાવતી વતી. તેના વારામાં વિદ્યા, સંપત્તિ, સદાચાર અને સુધારાની ઘણીજ વૃદ્ધિ થઇ હતી. લડાઈમાં જખમી થયલા સિપાઇઓને, અનાથ વિધવાઓને અને રાજના માબાપ વગરનાં બાળકોને માના પ્રમાણે તે પાળતી હતી. આથી સર્વ લોક તેને ઘણા ચહાવા લાગ્યા. તે જ્યારે મરી ગઈ ત્યારે ઘણા કાળ સુધી તેની પ્રજાના હૃદયમાં અને યાદદાસ્તમાં ટકી રહેલી હતી. તેની પ્રજા અધીર થઇને રડવા લાગી કે, "અમારા રાજની મા આટલે દિવસે અમને છોડીને ચાલી ગઈ." એ ગુણી સ્ત્રી એવી તો પતિવ્રતા હતી કે, ઇ. સ. ૧૭૫૬માં તેનો પતિ મરી ગયો ત્યારથી પોતાનાં મૃત્યુ સુધી એટલે ૧૫ વર્ષ પર્યન્ત શોકનો પોશાક ધારણ કરીને પોતે સર્વ જાતના મોજશોખથી દૂર રહી હતી. તેણે દુનિયામાં દાખલો આપ્યો છે કે બુદ્ધિ, વિદ્યા અસાધારણ હોવા છતાં પણ નારીનું હૃદય કોમળ રહી શકે છે.



# કાથેરીન.

રૂશિયાની રાણી પ્રખ્યાત કાથેરીન રાજકુંવરી નહોતી. તે ગરીબની ઝુપડીમાં જન્મી હતી, પણ નાના પ્રકારના શાસ્ત્રમાં સુશિક્ષિત અને નાના પ્રકારના ગુણમાં અલંકૃત થઇને ૧૮ વર્ષની ઉમ્મરમાં **પીટર** ધી **ગ્રેટ**ની રાણી તરીકે રૂશિયાના વિશાળ રાજની ગાદી ઉપર બેઠી. રાજા અને રાણી, આ બેઉનો જશ સર્વ રાજમાં જામી રહ્યો હતો. રાણીની અસાધારણ બુદ્ધિમતાની ઓળખાણ એછે કે, **સ્વીડન**નો રાજા **બારમો ચાર્લ્સ** તુર્ક લોકોની જોડે મળીને ઇ. સ. ૧૭૧૧ માં જ્યારે **પીટર**નો નાશ કરવામાં ગુંથાયો હતો, ત્યારે તેની સલાહ અને કૌશલથી **પીટર**નો જીવ બચ્યો હતો. વિધવા થયા પછી પણ એવી આશ્ચર્યકારક નિપુંણતાની સાથે રૂશિયાનું વિસ્તાર પામેલું રાજ ચલાવ્યું હતું કે, કોઇએ જાણ્યું નહિ. કે રાજા મરણ પામ્યો છે.



# જેન ગ્રે.

ઇંગ્લંડની ગાદી ઉપર અધિકાર ભોગવનારી દુઃખી-ની જેન ગ્રેએ નાની ઉમ્મરમાં અસાધારણ બુદ્ધિ દેખાડી હતી. એ નારીને ચઉદ વર્ષની વયમાં ગ્રીક ભાષામાં લખેલું પ્લેટોનું મૂળ પુસ્તક વાંચતાં જોઇને પંડિત આસકામ ઘણો અજાયબ થયો હતો અને તેની જોડે વાતચીત કર્યાથી જાણવા પામ્યો હતો કે, તે બીજી ઘણી ભાષાઓમાં નિપુણ છે. ઇંગ્લાંડની તે વેળાની અવસ્થામાં નારી કુલમાં અવતરીને તેવી રીતનું શિક્ષણ મેળવવું એ ઘણું નવાઇ સરખું હતું. જેન ગ્રે વિદ્યા બુદ્ધિની સાથે સદ્ગુણોથી પણ શોભાયમાન થઇ હતી. તેનામાં જ્ઞાન તૃષ્ણાની પેઠે ઉદારતા પણ તેવીજ બળવાન હતી. જો તે મેરીના દુરાચરણથી અકાલે ન મરત, તો તેના ઉદાહરણથી ઇંગ્લાંડની અનીતિ અને ખરાબ આચાર ફેરવાઈ જાત. તેની સ્તુતિ ગાતા એક અંગ્રેજ ગ્રંથકારે લખ્યું છે કે, "બાળક સરળતા, જુવાનીની ખુબસુરતી, વૃદ્ધપણાની પ્રગાઢતા અને ગંભીરપણું, અને પાદરીનું જ્ઞાન-

વૈભવ, યોગીનું જીવન તે મહારાણીમાંજ બધું માલમ પડતું હતું.

---

## હાઇ પેસિયા.

હાઇપેસિયા નામની એક નામાંકીત નારી મીસર દેશ માંહેલા એલેકઝાંડરીઆ નગરમાં થીયન નામના એક ગણિત તત્વવેતા પંડિતને ત્યાં ઇ. સ. ૩૭૫ માં જન્મી હતી. બાપના યત્નથી અને પોતાની મહેનતથી તેણે વખાણવા યોગ્ય ઝડપથી સઘળા કઠણ શાસ્ત્રોમાં પ્રવીણતા મેળવી હતી. પ્લેટો તથા આરીસટોટલના દર્શન શાસ્ત્રોના કઠિન તત્ત્વ વિષયના એવા રસીક કોમળ અને જ્ઞાનથી ભરેલા ભાષણ કરવાને સમર્થ થઇ હતી કે, તેની કીર્તિની સુગંધ થોડાક કાળમાં ચોતરફ ફેલાઇ ગઇ હતી. જ્ઞાનના તરસ્યા વૃદ્ધ અને જુવાનીઆ જૂદા જૂદા દેશ અને જૂદાં જૂદાં શહેરોમાંથી આવીને તેની આગળ શીખતા હતા. તે એક જંગલી દેશની નારી છે એવું કોઇના મનમાં એક પળને માટે પણ ન આવતાં તેની પાસેથી ઉપ-

કેશ લેતા. તે ઘણા નવાઈ જેવા ગ્રંથ કરી ગઈ છે. વળી રાજ્યપુરૂષો નાના પ્રકારના વિષયમાં તેની સાથે સલાહ કરવામાં ઘણા આતુર હતા અને તેના ચેલાઓમાં એવા ઘણા પ્રસિદ્ધ લોક હતા કે, જેથી તેની બુદ્ધિ અને વિદ્યાની ગણના થઈ શકે છે.

---

## મડમ ડીસટેલ.

અઢારમી સદીની આખરે ફ્રાન્સના રાજા ૧૬ મા લુઈના પ્રધાન નીકારની દીકરી મડમ ડીસટેલ એવી અસાધારણ બુદ્ધિવાન અને વિદ્યાવતી થઈ હતી કે, તે વેળાએ તેની બરોબરી કરી શકે એવી સ્ત્રી મળવી મુશ્કેલ હતી. તે કાવ્ય, વાર્તા, ઈતિહાસ, જીવનચરિત્ર અને ઘણાખરા રાજનીતિના વિષય ઉપર એવાં ઊંચી જાતનાં અને એટલાં બધાં પુસ્તકો લખી ગઇ છે કે, કદાપિ ફરી ફરી રાજની ઉથલપાથલ થવાથી ફ્રાન્સની તમામ કીર્ત્તિનો નાશ થઇ જાય, તોપણ તેની કીર્ત્તિ નાશ પામશે નહિ. નારી કુળમાં તેના જેવી તેજસ્વી પ્રકૃતિની સ્ત્રી કદી

થઇ છે કે નહિં, એ શોધ કરવા જેવો વિષયછે. તેન બુદ્ધિની અને કલમની અસાધારણ શક્તિથી નેપોલિયન બોનાપાર્ટ પણ વિસ્મય પામતો હતો. આથી તે એક વખતે બોલ્યો હતો કે "મડમડીસટેલના શિવાય ફ્રાન્સમાં મારો એવો કોઈ શત્રુ નથી કે જેનો મને કંઇ ભય હોય." તેણે નાના પ્રકારનાં પુસ્તકોમાં અને પત્રિકામાં નેપોલિયનની માનની ઇચ્છા અને અનુચિત પ્રભુત્વ વાસનાની ઉપર એવો ભયાનક મારો ચલાવ્યો હતો કે, કદાચ તેના ઉત્તેજક લખાણથી ફ્રાન્સના રહેવાસીઓ બળવો મચાવે. આ શંકાથી નેપોલિયને પોતે પહેલા કાન્સલની પદવીમાં અધિરૂઢ થતાંજ તેને દેશનીકાલ જવાને કહાવી મોકલ્યું. મડમ ડિસટેલના ફ્રાન્સમાં રહેવાની વખતે રોજ સાંઝે તેના પુસ્તકાલયમાં એવી એક સભા થતી હતી કે જેમાં કવિયો, ચિતારાઓ, ગવૈયાઓ, દાર્શનિકો, યોદ્ધા અને રાજપુરૂષો એકઠા થતા. તેઓ તેનું એવું સન્માન કરતા હતા કે, તે એક દિવસ પારીસ છોડે તોપણ તે વાત અજાણ રહે-

તી નહોતી; તેથી તેને દેશનિકાલની શિક્ષા કરી તે સર્વને ઘણી દુઃખકારક થઇ હતી.

---

## ફિલિસિયા હિમેનસ.

ઓગણીસમી સદીમાં ઇંગ્લંડ દેશમાં જે નારીરત્નો ઉત્પન્ન થયાં છે તેને ઇંગ્લંડની પ્રજા કોઇ દિવસે પણ ભૂલી શકશે નહિ. ફિલિસિયા હિમેનસ નવ વરસની ઉમ્મરમાં મનોહર છંદ બંધ કવિતા રચતાં શીખી હતી, અને તેણે ચઉદ વર્ષની ઉમ્મરમાં "**સુંદર ફુલની કલિ**" નામનું એક ઘણું નાજુક કાવ્ય પ્રકટ કરીને પોતાની દુઃખી મા અને સગાં વહાલાંઓને મોહિત કર્યાં હતાં. તે લાટિન, ઇટાલિયન, પોર્તુગીઝ, જર્મન વગેરે ભાષામાં કુશળ હતી. કલમ તેનું એક માત્ર પોષણનું સાધન હતું. તે મરતાં સુધી નાના પ્રકારનાં પૂરાતન પુસ્તકોનાં ભાષાન્તર કરીને, એડિનબરો મેડાઝિન વગેરે માસિક પત્રિકામાં ઘણા તત્વ ભરેલા બોધક નિબંધો પ્રકટ કરીને, અને કેટ-

લાંક અતિ મધુર કાવ્ય, નવલ કથાઓ રચીને મહા-
કીર્તિ મેળવીને મરી ગઇ. તે નાના વિધ પ્રકારે વિ-
દ્યામાં જાતે કુશળ હોવા છતાં ધર્મમાં એવી તો પ્રીતિ
વંત હતીકે, તેનું બનાવેલું "સુખની શોધ" નું
એક નાટક લોકોમાં ઘણા આદરની સાથે વંચાવવા
લાગ્યું, અને તેની ડાક્ટર જાનસન વગેરે પ્રસિદ્ધ
ટીકાકારે ઘણી પ્રશંસા કરી છે. તે તેની કીર્ત્તિના હૃદય-
મોહક મધુર અવાજોના કરતાં જગત્‌નું હિત સાધન
કરી જાણતી હતી. તેણે ધર્મ જ્ઞાનથી ભરેલા પવિત્ર
ભાવવાળા ઘણા ગ્રંથો રચવામાં પોતાનું સઘળું જીવન
ગાળ્યું હતું. તે નારી જાતિનું એવું તો હિત કરવા વાળી
હતી કે થોડી મુદતમાં તેણે બ્રીસ્ટલ નગરમાં
એક વિદ્યાલય સ્થાપ્યું હતું. તેના પરિશ્રમથી તે વિ-
દ્યાલય તે વખતે ઘણી પ્રસિદ્ધિ પામ્યું હતું. ગ્રંથ
રચવામાં તેના જીવનનો આધાર હતો. અને
તે કીર્ત્તિપ્રિય ન હોવા છતાં ઘણી કીર્ત્તિ મેળ-
વી ગઈ છે.

---

# મેરાયા એજોયારથે.

મેરાયા એજોયારથે પિતાના યત્નથી બોધક થઇને એવી તો ચમત્કારી કલમની શક્તિ પ્રાપ્ત કરી હતી કે, નાની ઉમ્મરમાંથી એવી તો સુંદર, મધુર અને સાધુભાવથી પૂર્ણ નવલકથાઓ રચવાનો આરંભ કર્યો હતો કે, તેના પિતાએ કલમથી મેળવેલી કીર્ત્તિ થોડીવારમાં કન્યાના યશની સુગંધમાં ઢંકાઇ ગઇ. એણે પોતાના ગ્રંથોમાં લોકોની પ્રકૃતિ અને પૃથ્વીના આચાર વ્યવહાર એવી અજાયબ રીતથી ચિતર્યાં છે કે, પોતાની રચનાના બળથી વાંચનારના હૃદયમાં મોટા અને સુંદર ભાવને ઉત્તેજિત કરવામાં સમર્થ થઇ હતી. ટીકાકારો સૂક્ષ્મ દૃષ્ટિથી તલ જેટલો દોષ તેમાંથી કાઢી શક્યા નહોતા, અને તેઓએ પણ તેની ઘણી પ્રશંસા કરી હતી. સુપ્રસિદ્ધ જવેફરે તેની રચનાની પરીક્ષા કરીને લખ્યું છે કે, "કુમારી એજોયારથના લખાણમાં ગંભીર જ્ઞાન અને કલ્પનાનો પૂર્ણ ભંડાર છે; માનવ સમાજની સર્વ અવસ્થાના સુખ દુઃખના ઉપર તેની નજર એવી તો બારીક અને સરસ છે કે,

સુખ ભોગની પ્રકૃતિનો ઉપાય શો છે, અને કેવા કેવા ભુલાવામાં પડ્યાથી માણસ ખરેખરૂં સુખ મેળવવામાં શક્તિવાન થાયછે, એ સઘળા વિષયનું જોઈએ તેવું વર્ણન કર્યું છે; એ બધું ઘણીક નવલકથા લખનારાઓમાં જોવામાં આવતું નથી. આપણા રોજના જોવામાં આવે એવા ઘણા સત્ય મૂળક ઇતિહાસ અને ગંભીર તત્વ વિદ્યાનાં પુસ્તકોમાંથી જે જ્ઞાન તથા શિક્ષણ મેળવીએ છીએ, તેના કરતાં વધારે લક્ષ ખેંચવા યોગ્ય તેમાંથી મેળવીએ છીએ, અને તેથી ઘણાજ આશ્ચર્ય પામીએ છીએ. હું ધારૂંછું કે તેના ગ્રંથમાંનાં દશ પાનાં વાંચ્યાથી હૃદયમાં અનુભવ થાયછે કે એમાંનો એક ભાગ પણ એવો નથી કે, "જેનો એક પણ ઉદ્દેશ લોકોના હિત સાધનનો નહિ હોય." આ અસાધારણ ગુણશાળી અંગનાના ગ્રંથો હજી સુધી ઇંગ્લંડમાં ઘણા આદરની સાથે વંચાય છે. નવલકથા લખનારનો રાજા પ્રસિદ્ધ વાલ્ટર સ્કાટ પણ તેની રચના ચાતુરી જોયાથી મોહિત થઇને ગ્રંથ રચવામાં લાગ્યો હતો; અને એને આદર્શની જગા ઉપર રા-

ખીને ઘણી મોહ પમાડનારી નવલકથાઓ રચીને અંગ્રેજી ભાષાને તેની આગળ ન ફેડવી શકાય એવા કર્જના બોઝામાં સવંદાને માટે નાંખી ગયો છે; એના કરતાં નારીનું બીજું અભિમાન શું હોય?

---

## એલીઝાબેથ તરહન.

ઈંગ્લંડના ભાષણો આપનારમાં કીર્ત્તિવંત વિખ્યાત શેરિડનની પૌત્રી એલિઝાબેથ તરહન સ્વભાવથી ઘણી બુદ્ધિમતી હતી, અને તે તેની માતાના યત્નથી એવી થઈ હતી. તે એકવીસ વર્ષની ઉમ્મરે કાવ્યો અને નવલકથાઓ રચવા લાગી હતી. થોડા વખતમાં ચારેબાજુથી તેણે કીર્ત્તિ મેળવી હતી. તેનાં કેટલાંક કાવ્યોથી સાધારણ લોકો ખુશી થતા હતા, ને કોઈ કોઈ વિવેચનકર્તાઓ કહેછે કે તેનાં લખાણ લાર્ડ બાઇરનને પણ અયોગ્ય નથી. એ ગુણવતી નારીના કુળની મર્યાદાની ખાતર ઘણા અપાત્ર વરની જોડે વિવાહ કર્યો હતો, તેથી તે સર્વદા મુંઝાતી, અને કા-

આ નવલકથામાં જ્યારે સારો લાગ મળતો ત્યારે હાલની વિવાહની રીતિના દોષ દેખાડીને હૃદયનું દુઃખ નિવારણ કરતી હતી. નારીજાતિની દુર્ગતિ અને દુરવસ્થાના વિષય ઉપર વિચાર કરીને અન્તરમાં હમેશાં ભારે દુઃખથી બળતી હતી. તે નારીજાતિના હિતને માટે જાહેરમાં ઘણો પરિશ્રમ કર્યા શિવાય રહી શકી નહિ. તેણે પહેલાં "નારીજાતિસંબંધી ઓગણીસમી સદીનો કાયદો" એ નામનું એક યુક્તિ ભરેલું ઉત્તેજક પુસ્તક પ્રકટ કર્યું હતુ. તે લોકોએ ઘણું ઉત્સાહની સાથે વાંચ્યું હતું; તે જોઇને પરણવાની વિધિ વિષેની રાણીની સાથેની વાતચીતમાં એક મોટો પત્ર, ગ્રંથના આકારમાં છપાવ્યો હતો. એલિજાબેથ તરફન પોતાના માતા પિતાના જેવી યોગ્ય અને નારીજાતિનું ઘણે ભાગે ગૌરવ સ્વરૂપ હતી તેમાં સંદેહ નથી.

---

# ફ્રાન્સેસ ટરોલાપ.

નવલકથા, કાવ્ય, ઇતિહાસ અને જીવનચરિત આદિની રચનાથી ઈંગ્લંડમાં આજે કેટલીક નારી કીર્તિમતી થઇ છે. ખરીરીતે તેની કલમથી ઇંગ્લંડમાં હાલ દર વર્ષે એટલાંતો પુસ્તકો બહાર પડેછે કે, એક માણસ આખા જીવનમાં પણ વાંચીને તે પૂરાં કરી શકે નહિ. ફ્રાન્સેસ ટરોલાપ નામની એક અંગ્રેજ મહિલાએ ઉપરાસાપરી ગ્રંથો પ્રકટ કરીને સર્વને ચમકિત કર્યા હતા. તેનું જીવનચરિત્ર લખનાર લખેછે કે, તેના લખેલા સર્વ ગ્રંથોની સંખ્યા ૭૨ થી ઓછી નથી. પરંતુ એવું કોઇએ ધારવું નહિ કે, ટરોલાપે જેટલા ગ્રંથો લખ્યા છે તે સર્વ અસાર અને વગર કામના છે. તેણે અમેરિકામાં થોડોકાળ ફરીને ઈ. સ. ૧૮૩૨ માં ત્યાંના રહેવાસીઓના ગૃહસ્થાશ્રમના જીવનના સંબંધીનું એક પુસ્તક પ્રકાશિત કર્યું હતુ. તેની ઇંગ્લંડ અને અમેરિકાના મોટા મોટા ટીકાકારોએ ઘણીજ પ્રશંસા કરી હતી. તેનું કોઇપણ

પુસ્તક જનમંડળમાં અનાદરને પામ્યું નથી. તેના વારામાં કોઇ નરનારીએ એટલાં પુસ્તકો રચ્યાં હોય તેનો સંદેહ છે.

---

## એલિઝા.

કવિવર રાબર્ટ બ્રાઉનીની પત્ની એલિઝાનું લખાણ મધુર અને મનપસંદ હતું. એવું કહેવું અયુક્ત થશે નહિ કે, તેનો સ્વામી એક સ્વનામ પ્રસિદ્ધ પુરૂષ હોવા છતાં તેણે પત્નીની કીર્તિથી સ્વદેશમાં અને વિદેશમાં ઘણી કીર્તિ મેળવી હતી.

---

## મેરી સ્વમર વીલ.

મેરી સ્વમરવીલે પિતાના પ્રસાદથી ગણિત શાસ્ત્રમાં અને પ્રાકૃત વિજ્ઞાનની શાખાઓમાં અસામાન્ય નિપુણતા મેળવી હતી. તેણે નાની ઉમ્મરમાં એવી કુશળતા દેખાડી હતી કે, વિદ્યાસાગર લાડ

ગ્રુહામ પણ તેની જોડે શાસ્ત્રીય પ્રસંગમાં વાતચિત કરવામાં આનંદ અનુભવ કરતો હતો. સ્વમરવીલ લાદલાસની "સ્વર્ગીય ગ્રહનું ઠેકાણું" એ નામના પ્રસિદ્ધ ગ્રંથનું ભાષાન્તર કરીને અને કુદરતી વિજ્ઞાન વિષયમાં પોતે ઘણાં નવાં પુસ્તકો રચીને બધે ઠેકાણે ઘણી માનપાત્ર થઈ હતી. તેની વિશેષ પ્રશંસા એ છે કે, તે વિજ્ઞાનના ઘણા કઠણ અને દુરઘટ તત્વને એવા કોમળ અને સરળ ભાષામાં પ્રકટ કરતી હતી કે, સઘળા તેનો અર્થ સમજી શકતા હતા. રાજપુરૂષો તેની વિદ્વતાના ઈનામ દાખલ વાર્ષિક ત્રણ હજાર રૂપીઆ તેને આપતા હતા, અને રાજકીય જ્યોતિષિક સભાની સભાસદ તેને કરી હતી.

---

## હારિયેટ માર્ટિનિયો અને ફ્રાન્સેસ કબ.

હારિયેટ માર્ટિનિયો અને ફ્રાન્સેસ કબ એ બે કુમારીકાઓ થઈ ગઈ છે. એઓએ નાના જાતીય ભાષાના ઈતિહાસ, વારતાશાસ્ત્ર, રાજનીતિ, પ્રાકૃત વિ-

જ્ઞાન, સામાજિક વિજ્ઞાન, નીતિતત્વ અને દર્શન આદિ કઠિન વિદ્યામાં એવી કુશળતા મેળવી હતી કે, તેમના રચેલ ગ્રંથો એમની અક્ષય કીર્તિની સાક્ષી આપેછે. યુરોપ અને અમેરિકામાં એવો કોઈ માણુસ નથી કે જે એમની જ્ઞાન ગંભીર ઉન્નત માનસિક શક્તિને સન્માન આપવાને તૈયાર ન હોય! કલમ એઓનું પોષણ કરવાનું સાધન હતુ, અને જગતનું હિત કરવું એજ એમના જીવનનો ઉદ્દેશ હતો. નારીજાતિ ખરીરીતે ઉન્નતિની તરફ કેટલી આગળ પડેછે, તેનું પ્રદર્શન કરવાને માટે કૃપાસિંધુ પરમેશ્વરે તેમને જન્મ આપ્યો હતો. છેવટે ઈશ્વરને મારી એ પ્રાર્થના છે કે, નારી કુલમાં એવી તેજસ્વી અને સુશીલ સ્ત્રી વખતો વખત પેદા કરે કે જેઓ પૃથ્વીની ભાગ્યહીન અબળાઓના ઉદ્ધારનો રસ્તો દેખાડે.

---

## આ.પિ.

ઈંગ્લંડના નોર્ફોકશાયર જીલ્લાની નારિચ નામની

જગાપર તા. ૧૨ નવેમ્બર ૧૮૬૯ માં એમિલિયા એંડરસન ઓપિનો જન્મ થયો હતો. એનો પિતા ડાકટર એંડરસન ઈંગ્લંડનો એક પ્રખ્યાત ડાકટર હતો અને તેની માતા ઇસ્ટ ઇંડિયા કંપનીના એક હોદ્દેદાર ડાક્ટર હેનરી બ્રિગસની કન્યા હતી. પિતા માતાની કેળવણીથી છોકરાંનાં ચરિત્રનો મૂળ પાયો નંખાયછે. એ કહેવું પડે એમ નથી કે માતા યદ્યપિ સત્સ્વભાવ અને સદ્ગુણી હોય તો તેની નીતિની કેળવણીના ગુણથી છોકરાં પણ સત્સ્વભાવ તથા સદ્ગુણવાળાં થાયછે. પૃથ્વીમાં સુમાતાના ગુણથી ઘણાંક સારાં છોકરાં થાયછે. સર વિલિયમ જોન્સ જાર્જ વાશિંગ્ટન એ એનું જાજ્વલ્ય ઉદાહરણ છે. ઓપિની મા એક સુમાતા હતી. તેણે બાલ્યકાળથી છોકરીને વશ વર્ત્તિતા તથા ત્યાગ સ્વીકાર વગેરે મહા મૂલ્ય ગુણની કેળવણી આપી હતી. માતાનો હુકમ કન્યાને પાલન કરવો પડતો હતો. શારીરિક તનદુરસ્તી ખરાબ હોવા છતાં પણ તેની માનસિક તેજસ્વિતા તથા ચરિત્રબળ જેટલું જોઇએ તેટલું હતું. ઓપિ

જ્યારે નાની ઉમ્મરની હતી ત્યારે તેની માતા મરી ગયા પછી પણ માતાની આજ્ઞાનુવાર્તિતાનું નિદર્શન દેખાડ્યાથી તેની વૃદ્ધાવસ્થામાં પણ તે સ્પષ્ટ અનુભૂત થયું હતુ. તે જ્યારે માતાસંબંધી વાત કહેતી હતી, ત્યારે ભક્તિ તથા સન્માનની સાથે કહેતી હતી.

માતાના મરણ બાદ કુમારી એંડરસનના ઉપર તેના પિતાના સંસારનો સઘળો બોઝો આર્પિત થયો. પિતા માતા, સંતાનની શક્તિ તથા ગુણથી જે અતિશય આનન્દ અનુભવ કરેછે, એ આ જગતનો સ્વાભાવિક ધર્મ છે. તેના પિતા ડાક્ટર એંડરસન આ ધર્મનું સાર્થક કરી હમેશાં કન્યાને પાસે રાખી કેળવણી આપતો હતો. તેનામાં જેટલી જોઇએ તેટલી હિમ્મત, ચિત્ત પ્રસાદ, ચિરસ્વાસ્થ્ય તથા સતેજ કલ્પના હતી. એ શિવાય સંગીત તથા ચિત્રકાર્ય વગેરે ગુણોથી તે સર્વની આગળ માન પામતી હતી. હલકા વર્ગના ગરીબો અને ગાંડાઓને તે ઘણી મદદ કરતી હતી.

રાજનીતિના ઉપર કુમારી એંડરસનની પ્રીતિ તથા

યત્ન હોવાથી તે સમયના મોટા મોટાં માણસોને તે અપરિચિત નહોતી. સદ્વિવેચના તથા નીતિ ઉપર દૃઢ નિષ્ઠાના ગુણથી તે પુષ્કળ ભૂલ ભરેલા તથા વિઘ્નના સંબંધમાં પોતાની રક્ષા કરતી હતી. યદ્યપિ કોઈ કોઈ વેળાએ સ્વભાવસિદ્ધ વ્યગ્રતાથી દુર્બલતાની ઓળખાણ આપતી હતી, તથાપિ આપણે ખરા અન્તઃકરણથી માનવું પડશે કે, તેનું કર્તવ્યાનુરાગિતા કદી પણ લુપ્ત થયું નહોતુ.

કુમારી એંડરસન, બારબલ્ડ, રજાર્ગ વગેરે જગત્માન્ય મહા પુરૂષોની સાથે ઓળખાણ કરવા માટે ઘણી ઉત્સુક હતી. એઓની સાથેની વાતચિતથી તેણે વિવિધ શિક્ષણ તથા ઉપદેશ મેળવ્યો હતો. એક વખત જ્યારે તે લંડનમાં ગઇ હતી ત્યારે ઓપિ નામના પ્રખ્યાત ચિત્રકારની સાથે તેની પહેલી મોલાકાત થઇ. ચિત્રકાર તેની સાથે વાતચિત કરી તેનું સૌન્દર્ય તથા ગુણથી એકદમ એટલો બધો મુગ્ધ થઇ ગયો કે, તેણે તેની સાથે લગ્ન કરવાની પ્રાર્થના કરી. તેની પ્રાર્થના સફળ થઇ. મે સને ૧૭૮૮

માં તેઓનો શુભ વિવાહ થયો. અને ત્યારથી તે કુમારી એંડરસન મીસીસ આપિ નામથી ઓળખાવા લાગી.

સદય, સુબુદ્ધ તથા પ્રીતિપાત્ર પતિ વખત મળ્યાથી સ્ત્રીની સાથે વાતચિત કરીને પરમાનંદ મેળવતો હતો. સ્ત્રીને કેળવણી આપવામાં, તેનું ચરિત્ર કથન કરવામાં, તથા તેની બુદ્ધિ વૃત્તિની ઉન્નતિ કરવામાં તે સર્વદા તત્પર રહેતો. આળસ તથા મોજ શોખથી દૂર રહી તેને હમેશાં ઉપદેશ આપતો હતો. આપિ પણ તેની અન્તરથી ભક્તિની હતી અને તેની પ્રતિમા તથા સદ્ વિવેચનાથી તે સર્વદા ખુશી થતી હતી. સ્વામીના ઉત્સાહથી ઉત્સાહિત થઇ ને ઈ. સ. ૧૮૦૧ માં એંડરસન આપિએ "જનક અને કન્યા" નામનું એક પુસ્તક પ્રકટ કર્યું હતું. એ પ્રતિમા પૂર્ણ જાણી વિવેચન કરનારાઓએ તેની ઘણી ખ્યાતિ કરી અને થોડી મુદતમાં સાહિત્ય સમાજમાં લબ્ધ પ્રતિષ્ઠ થઈ. એ સંબંધીમાં ભુવન વિખ્યાત નવલ કથા લખનાર સર વાલ્ટર સ્કોટ કહેછે કે,

"હું ડીયાનલ કથા વાંચ્યાથી જેવો મુગ્ધ થયો હતો તેવો બીજા કોઈનાં વાર્તાનાં પુસ્તકો વાંચીને થયો નહોતો." આ કંઈ ઓછી પ્રશંસાની વાત! બીજે વર્ષે એટલે ઈ. સ. ૧૮૦૨ માં તેણે સુલલિત પદ્યમય "કવિતામાળા" પ્રકટ કરી હતી.

સુખ દુઃખ વારા ફરતી આવેછે. માનવ જીવનની તરણી સુખના પ્રવાહમાં થોડીવાર ગયા પછી તરત દુઃખના સ્રોતમાં તેને તાણી લઈ જાયછે. એ પરમ કારૂણિક પરમેશ્વરની સૃષ્ટિની કૌશળતા છે; કેમકે એકના દ્વારા બીજાની ઉત્કૃષ્ટતા થાયછે. જ્યારે આપી આવી ગુણવતી સ્ત્રીની સાથે મળીને અનિર્વચનીય કુટુંબનું સુખ ભોગવતો હતો તથા પોતાની સ્ત્રીના સફળ ઉદ્યમવાળા આનંદથી કાલ ગાળતો હતો ત્યારે ચિંતારૂપી આગ તેના હૃદયને બાળવા લાગી. ગુણનો બદલો મળતો નથી એટલે પોતાના ગુણ પ્રમાણે આવક થતી નથી. એથી એનું ચિત્ત સર્વદા શોકાતુર રહેતું હતું. મીસીસ ઓપી કુદરતી પ્રફુલ્લ ચિત્તવાળી હતી: ગરીબાઈમાં સ્વામીને ધીરજ આપતી તથા

તેને ઉત્સાહ આપવાનો સર્વદા યત્ન કરતી હતી. કાળે કરીને જ્યારે ઘણું કામ આવવા લાગ્યું, ત્યારે કુટુંબની આવક વધવાની સાથે ઉત્સાહ તથા આનંદ વધવા માંડ્યો.

ત્યાર પછી આપી સ્વામીની જોડે પારિસમાં ગઈ. ત્યાં તે નેપોલિયન, વાસિયસ્કો વગેરે મહાન પુરૂષોને મળી. પારિસથી પાછા આવ્યા પછી સ્ત્રીપુરૂષ બેઉ ચિત્ર તથા ગ્રંથ રચનામાં પાછાં તત્પર થયાં; આ વેળાએ કેટલીક નવી નવીજ કથા બનાવી. પંડિત, મૂર્ખ, ધની કે દરિદ્ર સઘળા માણસો તેને ત્યાં વગર હરકતે જતા હતા અને સર્વ તેના સુમધુર સ્વભાવ તથા શિષ્ટાચારથી મુગ્ધ થતા હતા. એઓની અવસ્થા ધીરે ધીરે સારી થઈ યશની વૃદ્ધિ સાથે ચિત્રની આમદાની પણ વધી. સખ્ત મહેનત તથા એકાગ્રતાનું સુફળ તે હમણાં ભોગવવા લાગ્યાં. પરંતુ દુઃખનો વિષય એ હતો કે સખ્ત મહેનત કર્યાથી તથા ચિંતા કર્યાથી ઓપિની તનદુરસ્તી ખરાબ થઈ ગઈ હતી અને વચમાં વચમાં આજારી થઈ જતો હતો. તે ઇ.

સ. ૧૮૦૭ માં મરણ પામ્યો. તેથી નવ વર્ષ સુધી આપિ પતિનો સહવાસ ભોગવીને વિધવા થઇ. તેનું આ અકાળ વિધવાપણું કોના હૃદયને સન્તપ્ત નહિ કરી શકે ?

સ્વામીના મરણબાદ આપિ પિતાને ઘેર જઇને રહેવા લાગી. તેની પિતૃભક્તિ ઘણીજ હતી; તે પિતાને ઘણીજ ચહાતી હતી; ચાહના તથા ભક્તિ ઘણું કરીને એકત્ર જોવામાં આવતાં નથી. જ્યાં તે હોયછે ત્યાં તે દેવભાવ સમજવો. દેવ પ્રકૃતિ આપિનો પિતાજ એક માત્ર તેને પુજ્ય તથા આદરનું ધન હતું. વૃદ્ધ પિતાની સેવા ચાકરીમાં તેને ઘણોજ આનંદ ઉપજતો તથા એ કરવી તે પોતાનું કર્તવ્ય સમજતી હતી.

સ્વામીનું જીવન ચરિત્ર તથા પોતાની કવિતાવલીનો બીજો ભાગ પ્રકટ કરીને થોડા કાળ સુધી વિશ્રામ લઇ આપિ લંડન ગઇ. તે દર વર્ષે લંડન જતી હતી. લંડનમાં જઇને. આરિકન, મડમ ઓરટેલ, શેરિડેન, લાર્ડ બાયરન, સરજેમ્સ મ્યાકિનટસ, વોરન હામબોલ્ડ વગેરે તે સમયના મોટા માણસોને

મળતી હતી. આવી રીતે દર વર્ષે જવા આવવાથી તેને ગ્રંથ રચવામાં કંઈપણ હરકત પહોંચતી નહોતી. ઇ. સ. ૧૮૧૨ માં ટેમ્પર (Temper) નામનું તેણે પોતાનું નીતિ સંબંધી કાવ્ય પ્રકાશિત કર્યું. આ કાવ્યથી વાંચનાર અને વાંચનારીઓને ઘણો લાભ થયો છે. તે જાણીને તે ઘણી ખુશી થઈ હતી. બીજે વર્ષે તેણે "ખરા જીવનની વાર્તા" નામનું પુસ્તક પ્રકટ કર્યું.

ઈ. સ. ૧૮૪૨ માં રૂશિયાનો બાદશાહ, પ્રુસિયાનો રાજા વગેરે મોટા મોટા યુરોપના રાજાઓ તથા મહાન પુરૂષો લંડનમાં આવ્યા હતા તે વેળાએ એઓની સાથે આપી રાત્ર દિવસ ખુશી આહ્‌લાદમાં એવી નિમગ્ન થઇ રહેતી હતી કે રવિવારે પણ સદ્‌વ્યવહાર કરી શકતી નહોતી. પણ એક મિત્રના વિયોગના શોકના બનાવે તેની મનની ગતિને ફેરવી હતી.

એલિઝાબેથ ફ્રાઈ તેની ઘણા દિવસની જૂની સખી હતી. વિવાહ કર્યા પછી એ જ્યારે લંડનમાં આવીને રહી હતી, ત્યારે આપિની સાથે તેની મિત્રતા થઇ

હતી. ફાઇ પતિ વિયોગ પછી નારીચમાં ગઇ, ત્યાંરથી તેની તથા આપિની સાથે જોસફ જાન ગર્નિની નાની બહેન પ્રિમિલાને પ્રીતિ થઇ હતી. આ સ્ત્રીની શીલતાથી સઘળાઓ ઘણાજ ખુશ થતા હતા. આપિ તેની મધુર પ્રકૃતિથી મોહિત થઇ હતી, અને કેવળ તે પ્રીતિની ખાતર આપિ "સોસાઇટી આફ ફ્રેંડઝ" નામની હિતૈષિણી સભાની સભાસદ થઈ હતી. જોસફ જાન ગર્નિના નાનાભાઈ જાન ગર્નિનું મરણ ઉપર લખેલો અફસોસકારક બનાવ હતો. આ સદાશય મનુષ્યના સ્મરણ માટે આપિએ "સ્વર્ગીય મહાત્માઓનાં ગુણ કીર્તન" નામના પુસ્તકનો બીજો ભાગ તેને અર્પણ કર્યો. તે ગર્નિના મરણ બાદ થોડી મુદતમાં તે એણે લખી નાંખ્યો હતો.

ત્યારપછી આપિ ઉપલી સભાના ઉપાસનાના કામમાં સામેલ થઇ. ઉપાસનામાં જોડાયા પછી તે ઉપલી સભાની સભાસદ થઇ. જુવાનીમાં ધર્મ સંબંધી તેને કાંઈ સ્થિર મત નહોતો. ત્યારપછી ૫-૬ વર્ષમાં એણે બે ત્રણ સુંદર નવલ કથાઓ લખી હતી.

તેમાં (Valentine's Eve) **"વાલેન્ટાઇનની સાં-જ"** નામના પુસ્તકમાં તેના તે વેળાના મનના ભાવો-નું વર્ણન કર્યું છે. તે વાંચ્યાથી એવો ઉપદેશ મળે છે કે ધર્મ ભાવ, કામની મુખ્ય શરૂઆત છે અને શોક દુઃખાદિ વિપદની વેળાએ મનુષ્યને એક માત્ર અવલં-બન છે. તેણે કહ્યું છે કે, ધર્મ વિશ્વાસની નીતિને કાયમ કરનાર તથા મહા મૂલ્યવાન છે. કોઈ કોઇ ક-હે છે કે ધર્મની મદદ શિવાય નીતિ રહી શકે છે, પ-રંતુ શોક દુઃખાદિ સાંસારિક પરીક્ષાની અવસ્થામાં ફક્ત ધર્મજ મનુષ્યનો આશ્રય થાય છે એવી મારી સ્થિર ધારણા છે. તેને પોતાના જીવનના પરીક્ષિત વિ-ષયથી આસાર ગર્ભ હિતોપદેશ અતિ સુંદર રૂપે પ્ર-દર્શન કરવામાં ઘણો વધારે વખત લાગ્યો નહિ. દુ-ર્ભાગ્યથી એક દિવસે એકાએક તેના પરમ પૂજ્ય પિતા કોઇ ઊંચી જગાપરથી પડી ગયાથી બેશુદ્ધ થઇ ગયા. પિતાની પીડાથી કન્યા પીડિત થઇ. થોડા દિવસમાં મી. એંડરસન સારો થયો ખરો, પરંતુ ઈ. સ. ૧૮૨૦ની આખરીએ તે પાછો માંદો પડ્યો. સારા ડાકટરોની

દવા કરાવીને આરોગ્ય કરવા માટે આપિ તેને લંડનમાં લઈ ગઈ. ત્યાં ગયાથી કંઇ વિશેષ લાભ નહિ થયાથી તેને નારીઅમાં પાછી લાવી. જે પિતા તેનું જીવન હતુ, જે પિતા તેના સંસારનો એક માત્ર આરાધ્ય દેવતા હતો. જે પિતાને તે એક પળ માટે પણ નજરની બહાર રાખ્યાથી તે ઘણી વ્યતિત થતી હતી, એવા પિતાની માંદગીથી પિતૃવત્સલા કન્યાને કેવી મનોવેદના થતી હશે, એ તેનાં સગાંવહાલાં શિવાય બીજા કોઇ અનુભવ કરી શકશે નહિ. પાંચ વર્ષ સુધી તેનો પિતા ખાટલાવશ રહીને આખરે મરણ પામ્યો. આ પાંચ વર્ષ કેવી રીતે પિતાની સેવા કરૂં, કેવી રીતે તે સારા થાય, વગેરે વિચાર કન્યાના હૃદયમાં સર્વદા જાગૃત રહેતા હતા. ડાકટર એંડરસનના મરણ પછી પરમ કારૂણિક પરમેશ્વરે આપિનું મંગળ કર્યું હતું, તેનાં ઘણાં ઉદાહરણ મળે છે. એથી તેણે તેને સંસારિકતાથી દૂર રાખી. ઉત્તરોત્તર તેના પવિત્ર જ્યોતિર્મય સિંહાસનની તરફ ખેંચી. આ વેળાએ એક બીજો શોકકારક બનાવ બન્યો હતો. તેની પરમ

હિતવાદી તથા રાગી કુમારી ગર્નિનું મરણુ નીપજ્યુ.

હવે આપિ લોકોની આધ્યાત્મિક ઉન્નતિ કરવા માટે યત્ન કરવા લાગી. હિત કરવું એ તેનો કુદરતી ધર્મ હતો. તેની સાથે ઇશ્વરનો પ્રેમ મળ્યાથી તેના હૃદયમાં એક અનિર્વચનીય ભાવનો ઉદય થયો. ગુલામગીરીને તોડવાની સભાની ઉન્નતિ કરવામાં તેણે પોતાની કમર કસી.

ઈ. સ. ૧૮૨૩ માં આપિએ (Lying in all its boanches) "સર્વ પ્રકારની જૂઠી વાત" નામનો અતિ સુંદર નીતિ સંબધી એક ગ્રંથ રચ્યો. નીતિ સંબંધમાં એ ગ્રંથ ઘણો ઉત્તમ ગણાય છે. એની રચનાની રીતિ નવી તથા મોહક હતી. એક પ્રતિષ્ઠિત સ્ત્રી અજાણથી જૂઠી વાત કહેવાની આદત રાખતી હતી. ફક્ત આ પુસ્તક વાંચીને તેણે આ મહાપાપથી મુક્તિ મેળવી હતી. સોસાઈટી ઑફ ફ્રેંડ્સ નામની સભાના સભાસદોના ઉપર તે વધારે સહાયભૂતિ પ્રકાશ કરવા લાગી. સર્વદા સભાના કામમાં લાગી રહેતી હતી તેથી સભાસદોની જોડે તે-

નો ગાઢો સંબંધી થયો હતો. સ્વાતીના ગુણથી તે પોતાની અંદરની શક્તિની ઉન્નતિ કરવામાં ઉત્સાહિત થઇ હતી. થોડા વર્ષની વૈવાહિક જીવનની કેળવણીથી તેને ઘણોજ લાભ થયો હતો. સ્વામીની આત્મોન્નતિ, પરિશ્રમ, ત્યાગ સ્વીકાર તથા ખંતીપણાના ઉદાહરણોથી તેની સુતેલી તેજસ્વિતા જાગૃત થઈ હતી. હમણાં ગર્નિનું મૃત્યુ થયાથી તે ધર્મ માર્ગમાં પ્રેરાઇ એની સાધુ સલાહથી તે આરાધ્ય દેવી થઇ પડી. એના સાધુપ્રદેશથીજ ધર્મબીજ શ્રોતાના હૃદયમાં અંકુરિત થયાં. દીન જનના ઉપર દયા, પીડિત તથા કેદીઓની સંભાળ વગેરે ગુણ તેના હૃદયના અખૂટ નિધિ હતા. રોગી તથા દરિદ્રાશ્રમ (Sick and Poor Society) નામની સભા તથા બ્રાઇટનની બાળકની વિદ્યાલયની ઉન્નતિ કરવામાં તેણે આખી ઉમ્મર સુધી પરિશ્રમ કર્યો હતો. તે જ્યાંસુધી તનદુરસ્ત હતી ત્યાંસુધી ગરીબ, દુઃખી તથા રોગી જ્યાં રહેતાં હતાં ત્યાં જઇને તેની ખબર અન્તર લેતી તથા સેવા ચાકરી કરતી હતી. તેઓના ઐહિક તથા

પારત્રિક સર્વ પ્રકારના અભાવ દૂર કરતી હતી. જ્યારે પોતે જોવાને અસમર્થ થઇ ત્યારે માણસો મુકરર કરીને તેઓની ખબર અંતર મેળવવા માટે ઘણી કોશેશ કરતી હતી. નિઃસહાય માણસના ઉપર તેનું અન્તઃકરણ દયાથી ઉછળી પડતુ હતુ.

આપિ વિશેષ માણસના ઉપર લક્ષ નહિ આપતાં કેવળ સાધારણ ભાવથી સગાંવહાલાં તથા મિત્રોની સાથે વાતચીત કરવા ચહાતી હતી. પરનિંદાના ઉપ-પર તરેહવાર રીતે વિરાગ દેખાડતી હતી. ઇશ્વરો-પાસના સંબંધમાં તેણે લખ્યું છે કે, "ઉપાસનાની કેવી શક્તિ છે! અનંત દેવ અમારી ઉપાસના સાં-ભળે છે, તેની આગળ વાક્ય સ્ફુરણ કરવાની કેવી અદ્ભૂત શક્તિ આપણને આપી છે! અપરાધના બો-જાથી નમેલો પાપી પણ તેના સિંહાસનની સામે આવીને અન્તરના અન્તરતમ ભાવ ઉઘાડીને બોલવા ને સમર્થ થાય છે; એના કરતાં પવિત્ર અને ઉત્કૃષ્ટ પ્રીતિનું નિદર્શન બીજું શું છે? હે પ્રિય મિત્રો! ઉ-પાસના લાભથી આ જગતમાંજ મોક્ષ ફળ મેળવ-

શો અને તમારી સર્વ ખોટ દૂર થશે આવો મારો વિશ્વાસ છે." તેણે પોતાની બાલ્યાવસ્થામાં પોતાની માતાની જોડે મનોરમ્ય ગ્રીષ્મ કાળકોમાર નામની જગાપર ગાળ્યો હતો. એ વાસ્તે તે ઉપલી જગાપર કોઈ કોઈ વખતે જતી હતી. તેની પહેલી રચનાવલિમાં ઇ. સ. ૧૭૯૧ માં માતાના સ્મરણ માટે એક કવિતા રચેલી છે; તેમાં લખ્યું છે કે, "પિતા માતાપ્રત્યે કર્તવ્ય પરાયણ થયાથી છોકરાં કદીપણ તેઓનો સ્નેહબંધન વિચ્છિન્ન કરી શકતાં નથી અને કાળ કદાપિ પિતૃમાતૃ ભક્તિ તથા પુત્ર સ્નેહથી દૂર કરવામાં શક્તિવાન્ થતો નથી." સંસારનાં ઘણાં માણસો તથા બંધુના માર્ગમાં જેઓ નેતા તેના તથા સોબતી હતા, તેઓ તેને કદી પણ વિસરતા નહોતા. જુવાનીમાં માતાએ આપેલો ઉપદેશ તે સર્વ કહેતી હતી. નાના વિષયોમાં ધ્યાન લગાડવું તથા નાના સરખા કર્તવ્ય ઉપર આસ્થા રાખવી, એ જનમંડળના સુખનું બીજું મોટુ ઉપાદાન છે; તે કહેતી હતી કે, "નાના સરખા કર્તવ્ય કરવામાં યત્ન થાઓ."

તે માણસના સામાન્ટ વિષયમાં સતત્ તત્પર રહેતી હતી, બીજાંને ખુશ કરવા તથા સંતોષ આપવા માટે તેનું અંતઃકરણ બળવાન રહેતું, એટલુંજ નહિ પણ તે કોઇને પણ મનોવેદના આપતી નહોતી. તેનું જીવનચરિત્ર લખનારે એક માણસને ડોસો કહીને બોલાવ્યો હતો; એ સાંભળીને આપિએ તેને કહ્યું, કે, "કોઇને ડોસો કહેશો નહિ, એથી નીચપણું જાહેર થાયછે અને લોકોના મનમાં કલેશ ઉપજે છે. મારી મા મને નાનપણથી આ વાત છોડવાને કહેતી હતી." યુરોપ, વિશેષતઃ ફ્રાન્સ, જોવાની આપિની ઘણા દિવસની ઇચ્છા હતી. હમણાં તે ઇચ્છા પૂર્ણ કરવા માટે આગળ પડી. ઈ. સ. ૧૮૧૯ માં દેશ ભ્રમણ માટે નીકળી. તે તા. ૨૦ અકટોબ્બર ૧૮૧૯ માં પાછી પોતાને દેશ આવી. ત્યારપછી સુવિખ્યાત સર વાલ્ટર સ્કાટની જન્મભૂમિ આબ્બર અફોર્ટ જોવા ગઈ. ઈ. સ. ૧૮૩૫ માં એ પાછી યુરોપ ફરીને તે વર્ષની આખરે સ્વદેશમાં પાછી આવી. ત્યારથી કાસલ મેડો નામની જગાપર હમેશાનો મુકામ કર્યો.

એના જીવનનો બાકીનો ભાગ તે દરરોજ પ્રાતઃકાલે પોતાના ઘરમાં આવેલા મિત્રોને કાગળપત્રાદિ લખવામાં ગાળતી હતી. ન્યુહાચથી જે મળવા આવતા હતા તેઓની સાથે ખુશીથી મળતી ને તેઓને સંતુષ્ટ કરતી હતી. તેનાં ચીઠીપત્રાદિની સંખ્યા એટલી બધી વધી ગઇ હતી કે, તે સર્વ લખવામાં આનંદાનુભવ નહિ કર્યાથી કદી પણ લખી શકાય એમ નહોતું. ટીકાટી પણી શિવાય તે દરરોજ સરાસરી ૭ કાગળો લખતી હતી. એ શિવાય તે ઘણાક માસિકપત્રોમાં યત્ન તથા પરિશ્રમની સાથે નિબંધો લખી મોકલતી હતી.

સપટેમ્બર ૧૮૩૯ માં તેની બહેન બ્રિગસનું મૃત્યુ થયું. અન્તની ઘડી સુધી તે સગાંવહાલાંનો સહવાસ ભોગવવા પામી હતી, તેથી તેના મૃત્યુથી તે ઘણી દલગીર થઇ, એના સંબંધમાં તેણે એક જગાપર લખ્યું છે કે, "એવી પરીક્ષાથી દીર્ઘાયુ ઇચ્છતી નથી. પરંતુ શું કરવું! ઉપાય નથી. ઇશ્વરની જે ઇચ્છા હોય છે તેજ થાયછે. તે મંગળમય છે. જે મંગળ હશે તે જ તે અવશ્ય કરશે." કોઇના વિષે ખરાબ બિચાર

કરતાં તેના મનમાં ઘણી વ્યથા થતી હતી. જેમ તે બીજાના સારા કામથી ખુશી થતી હતી, તેમ તે બીજાના ખરાબ કામથી અશ્રુ વિસર્જન કરતી હતી. સ્નેહદૃષ્ટિથી બીજાના દોષ તથા દુર્બલતા જોતી હતી; કોઇની પણ વિરૂદ્ધમાં કંઇપણ વાત તે માનતી નહોતી. કોઇકિ નિંદા તથા વિરૂદ્ધ કોઈ વાત કોઇએ કેલાવ્યાથી તે ઘણી દુઃખી થતી હતી. તા. ૨ જાનેવારી ૧૮૫૨ માં તે સંધીવાથી અકડાઈ ગઇ, તેથી બે મહીના સુધી ખાટલી વશ થઈ પડી. થોડાવખત સુધી તે થોડીક સારી થઈ હતી, પણ સંપૂર્ણ રીતે સખ્ત બીમારીથી છુટવા પામી નહોતી. તા. ૨ ડીસેમ્બર ૧૮૫૩ માં તેનું મૃત્યુ થયું. મૃત્યુની પથારીમાં પણ તેના જ્ઞાનની ખરાબ દશા દીઠામાં આવી નહોતી. પ્રથમની પેઠે મિત્રો તથા સગાંવહાલાંને જોઇને સુખી થતી હતી. પહેલાંની પેઠે હજી સુધી હૃદયનો પ્રફુલ્લ ભાવ હતો. પહેલાં પ્રમાણે ઇશ્વર ઉપર હજી સુધી અચળ વિશ્વાસ તથા નિર્ભર ભાવ હતો. એક દિવસે તેણે કહ્યું કે, "હજી સુધી હું

દરરોજ તેની નવી નવી કરૂણા ભોગવું છું. હું કેટલાક દિવસથી તેની પાસે જવાની તૈયારી કરૂંછું." કેવળ મૃત્યુના થોડા દિવસ પહેલાં જરા યાદદાસ્ત શક્તિ ઓછી થઈ હતી. વાતચીતનું વિશૃંખપણું તથા પોતાના મનનો ભાવ સ્પષ્ટ કહેવામાં ઓછાપણું વગેરે લક્ષણો જોવામાં આવ્યાં હતાં. જે જીવન પારકાના દુઃખથી દુઃખિત, પરમ કારણિકની સેવામાં સમાર્પિત છે, તે જીવન તાપથી તૃપ્ત થઈ નશ્વરદેહ પરિત્યાગ કરશે એ કદી પણ સંભવતું નથી. મૃત્યુ તેની પાસે પરમ પ્રિય બંધુ છે. કેદખાનાથી મુક્ત થઈ, પ્રિયતમની પાસે અગ્રેસર થવાની તેણે સ્વતંત્રતા મેળવી.

---

# આરમિની એસ્મિથ.

આરમિની એસ્થિમ ઈ. સ. ૧૮૩૮ માં ન્યુયાર્કના માર્સેલસમાં જન્મી હતી. બાળકાલથીજ વિદ્યાના ઉપર તેનો ઘણોજ પ્રેમ જોવામાં આવ્યો હતો. વિદ્યાનુશીલનમાં જીવન અર્પણ કરીને તે દેશમાં ગઈ હતી

તેથીજ તે પોતાના ભવિષ્યના જીવનના કાળની સામગ્રી એકત્ર કરવામાં સમર્થ થઇ હતી. આજથી પંદર વર્ષ ઉપર તે ખંતથી સાહિત્યસાગર મેળવામાં નિમગ્ન થઈ હતી. ઈઓથીટિક(Aeothitic)સાહિત્યમંડળી સ્થાપન કરનારી એ હતી. જર્સિ નગરી તેની ઘણાક વિષયમાં આભારી થઈ હતી. તે ન્યુયાર્કની વિજ્ઞાન મંડળીની સર્વથી પહેલાં સ્ત્રી સભાસદ થઇ હતી. જાતીય વિજ્ઞાન સભાની ફેલો અર્થાત્ માન્યવર સભાસદ થઇ હતી. તેની બુદ્ધિ તથા તત્વજ્ઞાનને લીધે પુષ્કળ વિજ્ઞાન સભાઓ તરફથી તેને ઉપાધિ એટલે ડીગ્રી મળી હતી. તેણે આઇરોકુઇસ નામની ભાષામાં એક કોશ બનાવ્યો છે તેમાં શબ્દ શાસ્ત્રનાં મૂળ તથા વાપરવાના સંબંધમાં ઘણાક મુશ્કેલ સવાલોનો ફેસલો કર્યો છે. આઇરોકુઇસના કુલોના વિષયનું ન્યુયાર્કની વિજ્ઞાન મંડળમાં જે ભાષણ કર્યું હતુ તે તેનું છેલ્લું ભાષણ હતુ. તેનું ભાષણ મધુર હોવાથી સાંભળનારાઓ મોહિત થઇ સાંભળતા હતા. તે છટાથી ભાષણ કરી શકતી હતી. તે આ-

ઈંશાકુઈસ નારી સભાની અને વિજ્ઞાન સભાની સભાપતિ હતી, એ સભાની ઉન્નતિ કરવા માટે પ્રાણુપણાથી યત્ન કરતી હતી. તેનો સરળ તથા કૃપાળુ વ્યવહાર, ઉદાર ભાવ, કોમળ પ્રકૃતિ તથા માયા ભરેલા ગુણુથી ખેંચાઇને પુષ્કળ માણસો તેના ઉપર ચાહના રાખતા હતા. તે કેવળ સ્ત્રીઓમાંજ નહિ પણ પુરૂષોમાં પણ એક અસામાન્ય રત્ન તરીકે પ્રખ્યાત થઇ હતી.

રાજા પ્રજા, યત્ન હીન, વિદ્વાન મૂર્ખ, પ્રસિદ્ધ અપ્રસિદ્ધ સઘળાઓની સાથે તે સમાન ભાવે હળતી મળતી હતી, અને જેમાં જે ગુણુ જોતી હતી તેને યોગ્ય માન આપતી. તે ઉપકાર મેળવવાની આશાથી પરોપકાર કરતી નહોતી. જેને જે આપતી, તે પાછું મેળવવાનો અભિપ્રાય તેના અન્તરમાં જગા પામતો નહોતો. એથી કોઈ કોઈ વેળાએ તેને વિપદમાં પડતું પડતું હતુ ખરૂં, પરંતુ તેના અલૌકિક ગુણુથી ખેંચાઇને સ્વદેશ વિદેશનાં નરનારી તેને માન આપવા માટે આતુર રહેતાં હતાં. તેનું બહારનું જીવન જેવું લોકોને રંજનકારક હતુ તેવું તેના ઘરનું પણ પ્રશંસા

કરવા જેવું હતું. જેમ તે એક બાજુએ પ્રિયતમા સ્ત્રી હતી, તેમ બીજી બાજુએ સ્નેહમયી માતા હતી. તેના જેવા મિત્રો ઘણાજ થોડાજ હતા; જેઓ એક-વાર તેની મુલાકાત કરતા હતા, તેઓ તેને વિસરી શકતા નહોતા. આ દુર્લભ રમણી રત્ન ૪૮ વર્ષની ઉમ્મરે આ લોક છોડીને જતી રહી છે. તેણે જીવ-નનાં કામનો આરંભ કર્યો હતો, એટલાં વર્ષો સુધી સામગ્રી એકત્ર કરવામાં ગુંથાઇ હતી. કાળે તેને કામ પૂરૂં કરવા દીધું નહિ. ચાહેતેમ હો પણ આઇરોકુઇસ ભાષામાં જે કોશ તેણે રચ્યો હતો, તે એક રીતે સંપૂર્ણ થઈ ગયો છે. એ સ્ત્રીના વિયોગથી કેવળ અ-મેરિકામાંજ નહિ પણ આખી સુધરેલી દુનિયામાં શોક પથરાયો હતો.

---

## ( ૨ )

# પરોપકારી અને દયાવાન સ્ત્રીઓ.

## બહેન ડોરા.

જે દિવસે આકાશ મેઘથી ઢંકાયલું હોય છે, તે દિવસે જગતના લોકો સૂર્યને જોઈ શકતા નથી તોપણ સૂર્યના કામને વિશ્રામ હોતો નથી. કોઈ જોય અથવા ન જોય, કોઇ સ્તુતિ કરે અથવા ન કરે તોપણ સૂર્ય પોતાની ફરજ બજાવતો રાત દિવસ ફરતો ફરે છે. આ જગત્માં શું એવો કોઈ મનુષ્ય નથી કે જે આ સૂર્યની પેઠે પૃથ્વીના માણસોની પ્રશંસા અને નિંદા, પ્રીતિ અને ધિક્કારની તરફ પોતાની ખુશી અથવા નાખુશી ઉપર ધ્યાન નહિ આપતાં પોતાની શકિત દુનિયાની કરોડો આંખથી અગોચર રીતે કામે લગાડીને ગયા છે ? આ સૃષ્ટિમાં પુષ્કળ રણમત્ત માણસોએ લોહી પ્રવાહમાં પોતાના જીવનની નાવ તણાવવા દઈને યશનાં મંદિરમાં પ્રવેશ કર્યો છે. જગતે તેઓને ઓળખ્યા છે, અને તેઓની પ્રશંસા પણ કરી છે

આ પૃથ્વીમાં કેટલાકોએ ઇશ્વરની આપેલી અસામાન્ય બુદ્ધિની મદદ વડે ઇશ્વરનું અસ્તિત્વ વિલુપ્ત કરવાનો યત્ન કર્યો છે; જગતે તેઓનો મહિમા ગાયો છે. પરંતુ કોઇ નિર્જન સ્થાનમાં કોઈ પ્રકારનું ફુલ ફુટીને ચારે બાજુએ સુગંધ વિસ્તારે છે તેની દુનિયા શોધ કરતી નથી, તેના અસ્તિપણાની ખબર પણ કોઇ લેતું નથી.

કેટલાક વર્ષની વાત ઉપર ઇંગ્લંડમાંના સ્ટાફોર્ડના પરગણામાં એક પ્રતિષ્ઠિત સ્ત્રી રોગના બિછાના પર સૂતી હતી, તથાપિ તેના શાન્ત મુખમંડળના ઉપર કંઈપણ દુઃખ તથા ભયનું લક્ષણ જોવામાં આવતું નહોતું. તે કોણ હતી, તેને જોવા માટે પ્રાતઃસૂર્ય ઉગતામાંજ બાળક, જુવાન, ઘરડાં સ્ત્રી પુરૂષો દોડતાં આવતાં હતાં. અને તે કેવી રીતે છે તે જાણ્યાથી પરમ સંતોષ પામતાં હતાં. વાલસાલ નગરના રહેવાસીઓએ એક દિવસે સાંભળ્યું કે, પોતાની પ્રિય બ્હેન ડોરા આ લોકમાં હવે નથી. ડોરા એ કોણ છે? તેના વિષય બીજું કંઈ નહિ બોલતા એ વિ-

સ્તાર પામેલા શહેરના સર્વ પંક્તિના માણસોએ તેના મરણથી ગંભીર શોકનો પોશાક સજ્યો એટલું કહેવું બસ છે. સામાન્ય સ્ત્રીના ઉપર આટલી બધી પ્રીતિ બતાવવાની તેઓને શી જરૂર હતી ? એ કયું ફુલ હતું ? કિયાં કારણથી એ બહેન ઉપર આટલી ગાઢ ચાહના થઇ હતી ? વાંચનારાઓ ! એકાગ્ર ચિત્તથી સાંભળો. જગતના સાધારણ લોકોના ધિક્કારની પાત્રી સ્ત્રી પણ કેવી રીતે અસાધારણ કામ કરી ચોતરફ ના લોકોની પ્રીતિ ખેંચી શકે છે!

થિયોડર પારકર અથવા મેસિનીના નામ સાંભળ્યાથી કિયા માણસનું હૃદય અપૂર્વ ભાવથી પરિપૂર્ણ ન થાય ? તેઓના સામાન્ય કામને યાદ કર્યાથી આશ્ચર્ય પામીને શરીરનાં રૂવાટાં ઉભાં થાયછે. દુનિયાએ તેઓને ઓળખી છે, કારણ કે પારકરની જીભ અને કલમના બળથી આટલાંટિકથી લઇને પાસિફિક મહાસાગર પર્યન્ત બધું ધ્રુજ્યું હતું, અને મેસીનીની શક્તિથી યુરોપના નન્દનકાનન ઈટાલિ દેશ તથા વિદેશના રાજાઓની ગાદીઓ થરથરતી હતી. બહેન

ડોરાના જીવનમાં એવાં ભાષણ આપવાનો અથવા કલમ ચલાવવાનો લાગ આવ્યો હતો. પરંતુ તેનું આખું જીવન ભાષણવાળું છે. જેઓએ તેનું જીવન એક વેળાએ જોયું છે, તેઓ લાંબા ઉપદેશનું ફળ મેળવે છે. ટૂંકામાં તેના જીવનની કંઈક વાતો કહ્યાથી સબળાઓ અમારા કહેવાની સચાઇ કબુલ કરશે તેથી અમે તેનું ટૂંકામાં જીવન ચરિત્ર આપીએ છીએ.

ડોરાધિ ઉઇંડલો **પાટિસન** તા. ૧૬ મી જાનેવારી ૧૮૩૨ માં જન્મી હતી. કેળવણી પામેલા પિતા માતાના ઉદાહરણથી જેટલી કેળવણી મેળવવી જોઇએ તેટલી કેળવણી બાલકાલમાં મળી હતી. તે શરીરે દુર્બલ હતી તેથી તેને ઘણો અભ્યાસ કરવા દેતા નહોતા. તથાપિ તે પોતાના મોટા ભાઈ અને બહેનની જોડે રહીને તેઓનો પાઠાભ્યાસ સાંભળવાથી ઘણી કેળવણી મેળવવા પામી હતી. ડોરાયે બાલકાલે એવું કંઇ કામ કર્યું નથી કે જેથી તેના ભવિષ્યના જીવનના મહાનપણાની ઓળખાણ મળી શકે. તથાપિ મંદવાડમાં દર્દને સહન કરવું અને દુઃખમાં ખુશ રહેવું, આ બે

ગુણો તેના કોમળ મનમાં નાની ઉમ્મરમાં ખીલવા પામ્યા હતા. માબાપના ઉદાહરણથી ડોરાએ બાલ્યકાળથીજ પારકાના દુઃખમાં દુખી થવાનું શિક્ષણ મેળવ્યું હતુ. તેનાં સઘળાં ભાઇ બહેનો પોતાના ખાવામાંથી કેટલોક ભાગ અથવા કંઇક પૈસા ગરીબોને આપવામાં ઘણાજ આતુર રહેતાં, તેમજ તેથી સુખી થતાં હતાં, અને સર્વદા એવાં કામનો લાગ ખોળતાં હતાં. કાળે કરીને જ્યારે ડોરાનો મંદવાડ સંપૂર્ણ મટયો ત્યારે તે ઘોડા ઉપર બેશીને તેમજ બીજા પુરૂષના લાયકનાં કામમાં લાગીને રમત ગમતમાં કાળ ગાળવા લાગી; આવી રીતની શરીરની મહેનતથી તેનું શરીર એવું બળવાન થઈ પડયું કે, તે શરીરની કસરતમાં કોઇપણ પુરૂષ કરતાં દુર્બલ જણાઈ નહોતી. એ વેળાએ તેણે પોતાનાં ભાઇ બહેનોની આગળથી અભ્યાસ કરવાનો આરંભ કર્યો. જ્યારે તેની ઉમ્મર વીશ વર્ષની થઇ, ત્યારે પણ તેના જીવનમાં કોઇ અસાધારણ બનાવ બનીને ભવિષ્યના મઙ્ગલ-સૂચકનું ચિન્હ દેખાડયું નહોતુ. જે વેળાએ

તેના મનમાં આવ્યું કે દુઃખીનાં દુઃખ દૂર કરવા માટે જીવન ગાળવાના જેવી સુખની અવસ્થા બીજી એકે નથી. તે વેળાએ ઇંગ્લંડની પ્રજાની એવી હાલત હતી, કે વિલાસના પ્રવાહને એક બાજુએ મૂકીને પણ ડોરા સંસારનો ઘણોક કાળ સુખથી ભોગવી શકત. તેની ખુબસુરતી ઘણી હતી—વાતચીત કરવામાં ઘણુંક કુશળપણું અને સરસપણું પણ હતું: ટૂંકામાં જે ગુણો હોવાથી ઇંગ્લંડની જનમંડળમાં અડધી દેવી થઇ શકે, તે સઘળા ગુણો ડોરામાં હતા. પરંતુ તેને માટે તે લાલચુ થઇ નહોતી. તેનું અન્તઃકરણ પારકાનું દુઃખ જોઇને રડ્યું; તેઓની શારીરિક, માનસિક અને નૈતિક ખોટો ડોરાના કોમળ હૃદયને અડક્યાં, ને તે સંસારના પ્રમોદના બગીચામાં સૂઇને કાળ ગાળી શકી નહિ. બીજાં પણ ૯ વર્ષ બાપને ઘેર ગાળ્યાં, પરંતુ તેના મનનો વેગ કોઇપણ રીતે અટક્યો નહિ.

એટલામાં **"બહેન સંપ્રદાય"** નામનું એક સ્ત્રીમંડળ ડોરાની જન્મભૂમિમાં આવી ચઢ્યું. તેઓ

પોતાની ઇચ્છાથી ટોળાબંધ થઇ માંદા માણસોની સેવા ચાકરી, દુઃખીઓને દીલાસો, મૂર્ખને જ્ઞાન આપવું ઇત્યાદિ જનહિતકારક કામમાં પોતાની શક્તિ લગાડતી હતી. "અમે કદી પણ મંડળીને ત્યાગ કરીશું નહિ, કદી પણ સંસારમાં જઇશું નહિ" આવી પ્રતિજ્ઞા તેઓએ કરી નહોતી. પરંતુ જ્યાં સુધી પોતામાં શક્તિ સામર્થ્ય રહેશે ત્યાં સુધી નિયમિત લક્ષના પ્રમાણે કામ કરીશું એવું ધારીને જે સચ્ચરિત્ર સ્ત્રીઓ પોતાનું જીવન ઉત્સર્ગ કરવા ઇચ્છતી હતી, તેઓ આ મંડળમાં દાખલ થઇ શકતી હતી. ડોરા એઓનું સરળ ભરેલું પવિત્ર જીવન જોઇને મુગ્ધ થઇ અને તેઓને પગલે જવાથી જીવનનો મહાન્ ઉદ્દેશ પૂરો થશે એવું ધારીને તેણે બાપની આગળ બહેનના મંડળમાં દાખલ થવાની ઇચ્છા પ્રકટ કરી. થોડા દિવસમાં સાંભળ્યું કે મીસ નાઇટિંગલ લડાઇમાં જખમીઓની સેવાચાકરી કરવા માટે જાયછે તેની જોડે જો કોઇ આવવા ધારે તો તે લઇ જવાને તૈયાર છે. આ સાંભળીને ડોરાએ પો-

તાના પિતાના પિતાને કુમારી નાઇટિંગલની સાથે જખમી થયલા સિપાઇઓની ચાકરી કરવા માટે દૂર દેશના લઢાઇના મેદાનમાં જવાની રજા માગી. પરંતુ તેના પિતાએ રજા આપી નહિ. હમણાં પોતાની કન્યાનો આ નવો મનનો ભાવ સમજ્યાથી તે ઘણો દુઃખી થયો. તેનું આદરનું ધન, તેનું સદાનન્દ, તેની પ્યારી ડોરા બહેન મંડળની કષ્ટદાયક ફરજ પાળવામાં સમર્થ થશે નહિ એ જાણી વૃદ્ધ પિતા વ્યાકુળ થયો. તે આ વેળાએ પણ રાજી થયો નહિ; પરન્તુ ઉમ્મરે પુગેલી કન્યાને સારૂ મનાઈ કરવી એ ખરાબ જાણીને "તમને જે સારૂં જણાય તે કરો," એમ તેણે દુઃખ અને વિરક્તિ ભરેલા સ્વરથી કહ્યું.

આ વખતથી ડોરાનો ઘરની સાથેનો સઘળો સંબંધ તુટી ગયો. ઓગણત્રીસ વર્ષની ઉમ્મરમાં ડોરા દૂર દેશના કોઈ ગામડામાં ભણાવવાનું કામ મેળવ્યાથી ઘર છોડીને નીકળી ગઈ. તે જ્યાં કામ કરતી હતી ત્યાં અસાધારણ કાર્ય કુશળતા દેખાડીને સર્વને આશ્ચર્ય પમાડતી હતી. ડોરા બાળકની જોડે બાળક બની

જતી હતી. તેઓની સાથે વાતો અને રમવાનું કદી પણ ખૂટતુ નહોતું. તેથી બાળકો તેની આગળ પોતપોતાના નાનાં નાનાં હૃદય ઉઘાડતાં હતાં. કેવળ છોકરાંને શિખાડવામાંજ ડોરાનો વખત જતો હતો એટલુંજ નહિ પણ આસપાસ કોઇને પણ પીડા થતી તો ડોરા ત્યાં જતી હતી. જરૂર જણાતી તો આખી રાત માંદા માણસની પથારી આગળ રહેતી હતી. મરણ પર્યન્ત રોગીની સેવાચાકરી કરવામાં આઘુ પાછું જોતી નહોતી. તે નાનાસરખા ગામમાં બે વર્ષ સુધી સખ્ત મહેનત કરીને આખરે માંદી પડી. એમાંથી છુટી એટલે તરત ઇ. સ. ૧૮૬૪ માં ડોરા "બહેન મંડળ" માં સામેલ થઇ. તે વેળાએ ડોરાની ઉમ્મર ૩૨ વર્ષની હતી.

નવા મંડળમાં નવો પ્રવેશ થતાંજ ડોરા. "બહેન ડોરા" નામથી ઓળખાવા લાગી. પહેલાં તેને **"બહેન મંડળ"** ના આશ્રમના ઘરખટલાનું કામ એટલું વધારે કરવું પડતુ હતુ કે, તે વખતોવખત એકાંતમાં બેશીને રોતી અને અન્તરની સાથે

ઇચ્છતી હતી કે, બાપના ઘરમાં પાછી જાઉ. ગમેતેમ હો, બહેન ડોરાએ પોતે ધારેલું કામ કરવાનો લાગ થોડાકાળમાં મેળવ્યો. ઓરમસવાઇ નામની એક હાસપીતાલમાં પોતાના મંડળની બીજી કેટલીક સ્ત્રીઓની જોડે બહેન ડોરા એક વર્ષ પર્યન્ત રોગીની સેવાચાકરી કરવામાં નિયુક્ત હતી. તે કેવી રીતે માંદાઓની માવજત કરતી હતી, કેવીરીતે રોગીને દીલાસો આપતી હતી તે આગળ લખવામાં આવશે. પછી તે વાલસલ નગરમાં ગઇ; ત્યાં તે શીતળાના રોગમાં ફસી પડી. તે વેળાએ એવો કોઇપણ માણસ નહોતો કે, જે આ ખરાબ સમયમાં બહેન ડોરાની યોગ્ય સેવા ચાકરી કરી શકે. પરંતુ ઇશ્વરની કૃપાથી તે બચી ગઈ. મરણ પર્યન્ત મહેનત, જેને વાસ્તે બહેન ડોરા વિખ્યાત થઇ છે, નિરંતર સત્કાર્ય શીલતા, જેના સબબથી તેની તનદુરસ્તી ખરાબ થઈ અને તેથી તેનું મરણ નીપજ્યું, એવા મહાન ગુણોનો પાયો આ વાલસલ નગરમાં પહેલાં નંખાયો હતો.

બર્મીંગહામ નગરથી સાડા ત્રણ ગાઉ ઉપર વાલસલ નગર છે. ત્યાં કોલસાની તથા લોઢાની ઘણી ખાણો છે; એ નગરના રહેવાસીઓ ખાણ ખોદવાનું કામ કરીને પોતાનો ગુજારો કરે છે. આ સર્વ વિપદ ભરેલી જગામાં કામ કરનારાઓનું ઘણું કરીને નિરાપદથી અને તનદુરસ્ત શરીરથી ઘરમાં પાછું આવવું સંભવતું નહોતું. ઘણુંકરીને રોજ વાલસલની ખાણમાં અથવા લોઢાના કારખાનામાં થોડાં અથવા ઘણાં માણસો જખમી થતાં હતાં. આવી દુર્ઘટના જોઇને "બહેન મંડળ" નગરના ઉપરીઓના કહ્યા મુજબ વાલસલમાં એક રોગાલય સ્થાપ્યું. બહેન ડોરા એ હાસપીતાલના થોડા ભાગની ખબરદારી રાખવાના કામમાં નિયુક્ત થઇ. એ જગાપરથી એક દિવસે ડોરા ત્યાંથી છેટે કોઇ માંદા માણસને ઔષધ આપવા જતી હતી, એટલામાં એક ખરાબ બાળકે જાણીજોઇને લોઢાનો કડકો ફેંકેયો. તે ડોરાના કપાળમાં વાગ્યો ને લોહી વહેવા માંડ્યું. પરંતુ બહેન ડોરા કંઈપણ બોલી નહિ. કેટલાક દિવસ બાદ તે બાળક

ને મોટો જખ્મ થયાથી બ્હેન ડોરાની પાસે દવા લેવા આવ્યો. તે જોઇને ડોરાએ તેને ઓળખ્યો, અને યત્નપૂર્વક તેની સેવા ચાકરી કરવા લાગી. બાળક આટલી વાર સુધી સમજતો હતો કે ડોરા તેને ઓળખતી નથી. પરન્તુ આવું સમજીને તેને ઘણો પ્રશ્ચાતાપ થતો હતો કે આવી દયાવન્ત સ્ત્રીને જખમી કરી? પછી તે રહી શક્યો નહિ તેથી આંખમાં આંસુ આણીને બોલ્યો, "બ્હેન, મેં તમને લોઢાનું ઢેપું માર્યું હતુ." બ્હેન થોડી હસીને બોલી, "તે હું જાણું છું." બાળક ચુપ થયો અને હળવેથી પોતાની અજાયબી ભરેલા ભાવ દેખાડીને મુંગો થઈ ગયો.

કેટલોક કાલ વિત્યા કેડે વાલસલમાંથી ડોરા, "**બ્હેન મંડળ**"ના ઉપરીની આજ્ઞાથી એક ઉન્માદ રોગવાળી ડોશીની સેવા ચાકરી કરવા માટે કોઈ દૂરના નગરમાં ગઇ. ડોરા મન લગાડીને પોતાની ફરજ બજાવ્ય પછી પાછી પોતાના મંડળમાં આવી. ત્યારપછી થોડા દિવસમાં તેના પિતાનું મૃત્યુ થયું. કેટ-

લાક દિવસ આગમજ પિતાના દુઃખકારક મંદવાડની ખબર સાંભળીને ત્યાં જવાને ચહાયું હતુ, પણ તે વેળાએ જવાનો હુકમ મળ્યો નહિ. હમણાં તેને ઘેર જવાની રજા મળી, પરન્તુ તેણે જવાની ઇચ્છા કરી નહિ. બહેનના હૃદયમાં નિરાશારૂપી અંધકાર છવાઇને ડારા વાલસલમાં પોતાનું કર્તવ્ય કર્મ બજાવવા લાગી.

વાઢકાપનું થોડું જ્ઞાન ન હોય તો તે કામ સારી રીતે થઈ શકતુ નથી, એ ડારાએ સારી રીતે જાણ્યું હતુ, તેથી વાઢકાપનું કામ શીખવાનો પહેલાં તેણે આરંભ કર્યો. રોગાલયના વાઢકાપ કરનાર ડાક્ટરે ડારાની અસાધારણ બુદ્ધિ, સેવા ચાકરી કરવાની શકિત વગેરે જોઇ વાઢકાપ સંબંધી જરૂરના જાણવા યોગ્ય નિયમો તેને શીખવાડયા. એ સંબંધમાં અહીંઆં વધારે લખવાની જરૂર સમજતા નથી. આટલું કહેવું પૂરતુ છે કે, એક યોગ્ય સેવા ચાકરી કરનારી દાઇમાં જે સઘળા ગુણો હોવા જરૂરના છે, તે ગુણો ડારાએ થોડા કાલમાં મેળવ્યા હતા. માંદા મા-

ણુસની પીડા અને રોગની પથારીવાળાં ઘરો હમેશ જોયાથી, મરણના શોકવાળો ગંભીર ભાવો દીપક ઘરમાં રોજ રહ્યાથી કોમળ મન પથ્થરના જેવું સખ્ત થઈ જાય એ કુદરતી છે. પરંતુ બહેન ડોરાના વિષયમાં તેવું કંઈ બન્યું નહોતુ. રોગી જ્યારે પથારીમાં દુઃખને માટે છટફટ કરતો હતો ત્યારે ડોરા પ્રફુલ્લ મુખથી તેની પાસે આવતી હતી અને તેને દીલાસાનાં મીઠાં વાક્યો કહીને અથવા હસતી હસતી મધુર વાતો સંભળાવીને રોગની બળતરા ઓછી કરવાની તજવીજ કરતી હતી.

ડોરા જ્યારે વાલસલમાં પહેલાં ગઈ હતી, ત્યારે તે જગતના પ્રખ્યાત મનુષ્યોની પેઠે માસિક પુસ્તકમાં, વર્તમાન પત્રોમાં તથા જાહેરમાં ભાષણ આપીને પોતાની તારીફના બાકા ફુંકીને કામમાં વળગી નહોતી. તેની ઔષધ આપવાની રીતિ અને સેવા ચાકરી કરવાની રીત વખત જતે ચોતરફના લોકોને આશ્ચર્ય પામવાનું કારણ થયું હતું. પરંતુ જ્યારે તેણે પહેલ વહેલાં રોગાલયમાં પ્રવેશ કર્યો ત્યારે તે ધીરજથી

અને નિરહંકારથી પોતાના કામમાં મંડી રહેતી હતી તેથી તેને કોઇપણ જોતું નહોતું. વાલસલ શહેરના સાંકડા, વગર સફાઇના રસ્તામાં ઉપરનાં જનમંડળે ત્યાગ કરેલાં જે છોકરાં હિંમતથી હાસ્પીતાલમાં આવી શકતાં નહોતાં તેઓની તરફ ડોરાનું પહેલું ધ્યાન ખેંચાયું. તેથી ડોરા પોતે તેઓના ઘરમાં જઇને તેઓને ઔષધ આપતી હતી. કેટલાક કહે છે કે બે કારણથી ડોરાએ માંદાની સેવા અને ઔષધ આપવાના કામમાં પોતાનું સર્વ ધ્યાન આપ્યું હતું. એક કારણ એ હતું કે, વાલસલમાં આવવાની આગમચ ડોરાના મનમાં ઇશ્વરના સર્વ શક્તિમાન સ્વરૂપના ઉપર સંદેહ ઉપજ્યો હતો એટલુંજ નહિ પણ ઇશ્વર છે કે નહિ તેના વિષે પણ સંદેહ ઉત્પન્ન થયો હતો. એવી હાલતમાં મન એવું તો ડોલાયમાન થયું હતું કે, સારા કામમાં હમેશાં પરિશ્રમ કરવો એ મનની શાન્તિનું ઔષધ ડોરાએ મનમાં ધાર્યું હતું. બીજું કારણ એ હતું કે, એ વેળાએ તેનાં લગ્ન થવાની વાત ચાલતી હતી. મિત્રો, સગાં વહાલાં, અને "બ-

હેન મંડળ"ની કેટલીક બહેનો તેને વિવાહ કરવા માટે કહેવા લાગી. ડોરા પોતાનું મન કોઈ તરફ ફરશે એનો વિચાર કરીને તે ચલાયમાન થતી હતી તેથી એ ભાવથી છુટવાનો તેણે શરીરને તથા મનને હમેશાં કામે લગાડવાના શિવાય બીજો ઉપાય દીઠો નહિ. પરંતુ કેવળ આ કારણથીજ તે આવા કામમાં લાગી હતી એવું કહીએ તો તેને ગેરઈનસાફ થાય, કારણ કે તેનું કામ જોયાથી, અને તેની પોતાની હકીકત વાંચ્યાથી જણાય છે કે, ડોરા ધર્મને જીવનનું રોજનું કર્તવ્ય કર્મ તરીકે જાણીને સર્વદા મહેનત કરતી હતી. ગમે તેમ હો, એ સંબંધી હવે પછી વિસ્તાર પૂર્વક લખવામાં આવશે.

અહીંઆંથીજ ડોરાએ મરણ પર્યન્ત મહેનત કરવાનો આરંભ કર્યો હતો. જો હમને હજારો મુખ હોત તો તેથી ડોરાના અસારધારણ કામની તારીફ ગાત; જો હજારો કાન હોત તો ડોરાંની અદ્ભુત જીવનની કહાની સાંભળત. ખાવા પીવા સૂવા બેસવા ઉપર નજર નહિ કરતાં પેલી સ્ત્રી વાલસલ નગરના રાજ-

માર્ગો ઉપર ગરીબ બાળકોની સેવા ચાકરી કરવા માટે ફરતી ફરેછે; ઠંડીને ઉનાળાની પેઠે સમજીને પેલી બાયડી કુત્સિત રોગીની રહેવાની જગાપર ગંધ મારતા રોગથી જર્જરિત રોગીનું મુખ ચુમ્બન કરે છે. મોં ઉપર પવિત્રતાનું હસતું બિરાજતું હતું પરંતુ માંદાને માટે અન્તરમાં વેદના અનુભવ કરતી હતી; એના જીવતરની સાથે હે બહેનો! એકવાર જગતમાં પ્રસિદ્ધ પામેલા અને પરમ ગૌરવવાન પુરૂષો જે ખરી રીતે લોહીના તરસ્યા હોયછે, તેના જીવતરની તુલના કરી જુઓ! ઈશ્વરને જાણીને ડોરા જે કામમાં લાગી હતી તે નાની સરખી જગાએ બંધ થયલી હતી તેથી દુનિયાએ તેની ખબર લીધી નથી, પરંતુ અનન્ત દેવતા અન્તર્યામીના સ્મરણમાં તે રહી છે અને સર્વદા રહેશે.

લાંબા વખત સુધી પોતાના શરીરનો કંઈપણ વિચાર ન કરતાં પરોપકારના કામમાં વળગી રહી હતી તેથી ડોરાએ તેનું ફળ ભોગવ્યું. ડોરાને મોટા મંદવાડે ઘેરી રોગનું કારણ જાણ્યાથી વાલસલના

રહેવાસીઓ આશ્ચર્ય પામ્યા. અને ત્યારથી ડોરાને એક ખરી ધર્માત્મા અને મહાત્મા જાણી તે થોડા દિવસમાં તનદુરસ્ત થઈ.

એટલામાં વાલસલ નગરમાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો. ચારે બાજુએ નગરનાં રહેનારાંઓ હાહાકાર કરવા લાગ્યાં, તેથી ડોરાનું કોમળ હૃદય જખમી થયું. તે હવે મુંગી બેસવા પામી નહિ. રોગ નિવાસમાં, રોગીની સેવા કરવામાં, હાસપીતાલના બહારના ઓરડામાં જેઓ રોગીને માટે સલાહ પુછવા આવતા હતા, તેઓને સલાહ આપવામાં અને ઔષધ આપવામાં તેનો વખત જતો રહેતો હતો. અન્તે જે કંઇ વખત મળતો તેમાં ડોરાએ સંકલ્પ કરી રાખ્યો હતો કે શીતળાથી પીડાતા દર્દીઓની સેવા ચાકરી કરવી. જે આજારી માણસો ગરીબાઇને લીધે ડાકટરોની દવા નહિ લઈ શકતા તેઓને ડોરાજ એક માત્ર અવલંબન હતું; જે સર્વ અનાથો રોગની બલતરાથી છટફટ કરતા હતા ને જેઓને જોઇને તેઓના મિત્રો તથા આત્મવર્ગ પોતાનો જીવ ઉગારવા માટે

નાસતા ફરતા હતા, તેઓની ડારા શિવાય બીજું આવી વેળાએ કાણ સેવા કરે! એકવેળાએ રાતે ખબર મળી કે, ભયાનક શીતલાની બીમારીની બળતરામાં મૃત્યુની પથારી ઉપર સૂતેલા એક ગરીબ માણસ તેને જોવા ઇચ્છેછે. તે સાંભળતાંજ ડારા તે જગાપર ગઈ, અને ત્યાં જઇને જોયું તો એક પડોશણ તેના બિછાનાની પાસે બેઠેલી છે. ડારાએ તેને પૈસા આપીને દીવો કરવા માટે કેટલીક મીણબત્તી આણવાને કહ્યું; સ્ત્રી તે લેવા ગઈ પણ પાછી આવી નહિ. ડારા એકલી રાગીની પાસે બેસી રહી. પછી થોડીવારે રાગી મૃત્યુના દુઃખથી અસ્થિર થઇને બોલ્યો; "બહેન, હું જાઉંછું. મને જીવનનો સ્નેહ એકવેળાએ દેખાડો." વિલાસપ્રિય બહેનો, શું તમે માનશો! ડારાએ યત્ન પૂર્વક પેલાના પરૂવાળા શરીરને પોતાના ખોળામાં લીધું, અને માતા જેમ પોતાનાં પ્યારાં છોકરાંને બોકી દેછે, જેમ બહેન પોતાના ભાઇને ચુમ્બન કરેછે, તેમ ડારાએ રાગીના શીતળાના ઘાથી પરિપૂર્ણ મુખ ઉપર સ્નેહથી ચુમ્બન કર્યું; દીવો હોલવાઇ ગયો;

રોગીનું જીવન પણ જતુ રહ્યું. ડોરા પ્રાતઃકાળ પર્યન્ત મરેલા શરીરને ખોળામાં લઇને બેશી રહી હતી. જ્યારે સૂર્ય ઉદય પામ્યો ત્યારે પડોશીઓને ખબર આપીને ડોરા પોતાની હાસપીતાલમાં ગઇ.

ત્યાર પછી કેટલાક દિવસ બાદ બીજી કેટલીક આબરૂદાર સ્ત્રીઓએ ડોરાના સેવા ચાકરીના કામમાં મદદ આપવાની શરૂઆત કરી, તથાપિ ડોરાનું કામ કોઇપણુ રીતે ઓછું થયું નહોતું. ડોરાના ચરિત્રમાં એક પ્રકારનું માધુર્ય હતું, જેનાથી અસાધુ પુરૂષો તેની આગળ લજ્જા પામતા હતા, દુર્વૃત તેની આગળ શિષ્ટ થતા હતા, રોગીઓ તેની આગળ દુઃખ ભૂલી જતા હતા, બાળકો તેની આગળ રોતાં બંધ પડતાં હતાં, સાધારણુ માણસો તેની સામે પોતાને નિરૂષ્ટ જીવો સમજતાં હતાં. એવી સ્થિતિમાં તેના કાર્યનું મેદાન શાવાસ્તે દહાડે દહાડે વિસ્તર ન પામે ? વાલસલના દારૂ પીનારાઓ થોડા દિવસમાં તેની આંખે પડ્યા. દારૂ પીધા પછી મસ્ત થઇને એકમેકમાં લઢાઈ ફીસાદ થાયછે તેથી કેટલાક જખમી થાયછે તે આ-

પણ જાણવામાં છે. જખમી થયલા માણસો ડોરાની હાસપીતાલમાં આવતા હતા. ડોરા તેઓને વિશેષ યત્નથી ઔષધ આપીને પટાઓ બાંધતી હતી. તેઓની આગળ ધર્મ પુસ્તક વાંચતી હતી, તેઓને ઉપદેશ આપતી હતી, અને ભવિષ્યમાં દારૂ ન પીએ તેને માટે સર્વદા યત્ન કરતી હતી.

એટલામાં વાલસલમાં એવો એક પુરષ આવી ચઢયો હતો કે જે વિદ્યા બુદ્ધિમાં ડોરાના કરતાં સઢીયાતો હતો. આટલા દિવસ પર્યન્ત ડોરા હલકી પંક્તિના માણસોની જોડે કાલ ગાળતી હતી. હમણાં ઉચ્ચતર, મહત્વની બુદ્ધિની આગળ ડોરાનું તેજ ઓછું થયું. જેની વાત લખવામાં આવી છે, તે ખ્રિસ્તી ધર્મ ઉપર વિશ્વાસ રાખતો નહોતો. ડોરાએ તે જાણી લીધું હતુ, તથાપિ તેની તરફ ડોરાનું હૃદય એવું તો ખેંચાયું હતુ કે, તેની જોડે વિવાહ કરવાનો નિશ્ચય કર્યો. ડોરાનો એક મિત્ર પાસેના કોઈ ધર્મમંદિરનો આચાર્ય હતો તેને પરણવાના સમાચાર માલમ પડ્યા, તેથી તે આવી વિપત્તિની વખતે તેની

પાસે જઇને તેની પરદુઃખની વ્યાકુલતા, સેવા કામની નિપુણતા વગેરે કહીને તેના સંબંધમાં ઇશ્વરનો અભિપ્રાય શો છે તેનો વિચાર કરવાને કહ્યું અને તે સર્વનો વિચાર કરીને તે નવા ભાવથી તેના મનને દૂર રાખવાને કહ્યું, તેથી ડોરા સમજી ગઇ, પરંતુ તેના હૃદયમાં એવો જખમ લાગ્યો કે, તે જલદીથી ભયંકર રોગમાં ફસી પડી. સઘળાઓ ઘણા દિલગીર થયા, હાસપીતાલના જુના ડાકટરો ડોરાનો મંદવાડ જોઇને રોઇ પડ્યા; તેઓ બોલ્યા, "બહેન ડોરા મરી જશે તો અમે અહીંઆં રહીશું નહિ." સઘળાઓ પૂછતા હતા કે "ડોરાને કેમ છે." છેલ્લે ડોરા તનદુરસ્ત થઇ.

ડોરા જગતના આદિ પુરૂષનું નામ નહિ લેતાં તથા ઉપાસના નહિ કરતાં દવાનું કામ કરતી નહોતી. રોગનિવાસમાં નિયમિત વખતે ડોરા સઘળા માંદા માણસોને એકઠા કરીને ઇશ્વરની પ્રાર્થના કરતી હતી, અને તેઓને ધર્મનો ઉપદેશ આપતી હતી. જે રોગીઓ ઉદ્ધત સ્વભાવને લીધે ઉપાસનામાં હરકત નાંખતા

હતા તેઓને માટે ડોરા પ્રાર્થના કરતી હતી અને જેનાથી તેઓની દુર્બુદ્ધિ જાય, તેને માટે વધારે યત્નની સાથે સેવાચાકરી કરતી હતી. આખો દહાડો ડોરા રોગીની સેવામાં ગુંથાયલી રહેતી હતી. કેવી રીતે તેઓનું શરીર તનદુરસ્ત થાય, કેવીરીતે તે જ્ઞાનમાં તથા ધર્મમાં ઉન્નત થાય તેના વિષે ડોરા આખો દિવસ બંદોબસ્ત કરવામાં કાળ ગાળતી હતી. રાતની વેળાએ પણ ડોરાને ફુરસદ મળતી નહોતી. એવાં ઉદાહરણ વિરલ નરો કે જે ડોરા મધરાતે કોઈ સંદેહ બાદી રોગીના બિછાનાની પાસે ઘુટણ ટેકીને રોગીની તનદુરસ્તી અને સુમતિને માટે ઈશ્વર પ્રાર્થના કરતી હતી તે સાંભળતા હતા. ધીરે ધીરે એવો વખત આવ્યો કે, જ્યારે વાલસલના રહેવાસીઓ ડોરાના ઔષધથી રોગને દૂર થવાનો એક માત્ર ઉપાય તરીકે માનવા લાગ્યા, ત્યારે ડોરા પણ ખરેખર સઘળાઓને પોતાના ભાઇ બહેન, પુત્ર કન્યા સમજીને કામ કરવા લાગી. સઘળાઓને એક સરખી રીતે આદર કરતી હતી. રાત્ર દિવસ મહેનત કરીને તે ક્યારે

ખાતી હતી, ક્યારે સૂતી હતી તેનું કંઈ નક્કી નહોતુ. ગમે તેમ હો, સવારે ઉઠીને બહેન ડોરા હાસપીતાલમાં જતી અને તેનો "ચાર્લસ રાજા" તેનો "કેલે" તેનો "હાથ મોટો" ઇત્યાદિ તેના પ્રીતિ પાત્ર કેવા છે તે પૂછતી હતી. જો કોઈ માંદો મનમાં લાવતો કે તેના ઉપર યથાયોગ્ય યત્ન દેખાડતી નથી. (ઘણું કરીને કોઈ પણ એવું મનમાં લાવતા નહોતા, ) તો આખી રાત ડોરા સૂતી નહિ. રોગીના બિછાના આગળ બેશીને આખી રાત પર્યન્ત પ્રાણ પણથી માંદાની માવજત કરતી હતી. એવીરીતે હદપાર મહેનત કર્યાથી વખતો વખત તે પોતે માંદી પડવાથી તેનું મજબૂત શરીર દુબળું થઈ ગયું.

ઈ. સ. ૧૮૭૩ માં વાલસલમાં કેટલાક પાદ્રીઓએ ભાષણો આપીને બધાની આગળ આ સત્યનો પ્રચાર કર્યો કે દરેક સાધુ માણસો ઈશ્વરના પ્રચારકો છે; દરેક જો મહેનત કરીને ઓછામાં ઓછા એક આત્માને પણ સદગતિએ પહોંચાડે તો તેના કરતાં બીજું સારૂં કામ એકે થઈ શકતું નથી. બહેન

ડોરાના હૃદયની એકાંત જગાપરથી આ ઉપદેશ વાક્યની પ્રતિધ્વનિ થઈ. તેથી ઈશ્વરની દાસી થઇને ડોરા પાપીઓને પકડવા માટે બહાર નીકળી. હાસ્‌પીતાલના માંદા અને રોજના બહારના રોગીઓ, નગરના ગરીબ રોગી મનુષ્યો એ સઘળાઓની સેવા ચાકરી કરવામાં ઘણો વખત જતો હતો. તે ઉપરાંત પોતે ઉપાડેલો ધર્મનો ફેલાવો કરવાનો બોજો લેઇને ડોરા ઈશ્વર કૃપાથી સર્વને બચાવવા લાગી. એ વખતે વાલસલના રહેવાસીઓએ ડોરાને પોતાની આન્તરિક કૃતજ્ઞતાના ચિન્હ—સ્વરૂપ એક ગાડી અને ઘોડો આપ્યો. એનાથી ડોરાના કામમાં થોડો આશ્રમ મળ્યો.

આજે પણ ડોરાની મૂર્ત્તિ વાલસલના રહેનારાઓના હૃદયમાં બિરાજે છે. લાંબા કાળ સુધી વાલસલના રહેવાસીઓ અજાયબની સાથે તથા ભક્તિથી પરિપૂરિત થઇને યાદ કરશે. કેવી રીતે ઘોર અંધારી રાતે જગત ચુપચાલ થયાપછી એક માત્ર અસહાયા શ્રીધર્મપુસ્તક હાથમાં લેઈ અને ધર્મવીરત્વમાં હૃદય

પૂર્ણ કરી વાલસલના ખરાબ પુરૂષ તથા ખરાબ સ્ત્રીઓને અનન્તકરૂણામય દેવતાનું નામ શીખાડવા જતી હતી; આજે પણ વાલસલના રહેવાસીઓ આશ્ચર્યથી કહેછે અને લાંબા કાળ સુધી કહેશે, કેવા અટલ સાહસથી ડારા ઇશ્વરનું કામ કરતી ફરતી હતી, અને પવિત્ર જીવનના તેજમાં દાંભિક પાપીઓના અહંકાર તોડી દુનિયામાં ઇશ્વરનું રાજ સ્થાપવાનો તેમજ તેનો મહિમા ગાવાનો યત્ન કરતી હતી. તેના એક મિત્રે પૂછ્યું હતુ કે, "તમે કેવી રીતે આ સઘળા નરકના કીડાઓની જોડે લાંબો વખત રહોછો." ડારાએ તેના જવાબમાં કહ્યું, "હું જ્યારે એઓને આંખથી જોઉંછું અને એઓના મનથી સઘળી વસ્તુનો વિચાર કરૂંછું, ટૂંકામાં જ્યારે બરાબર એઓની સ્થિતિમાં હું પોતાને રહેલી કલ્પુ છું, ત્યારે જગતમાં અંધારૂં જણાય છે. પ્રાણનું બંધન શી રીતે પ્રાર્થનાનો અવાજ પોતાની મેળે કહાડે છે, ઇશ્વર પોતેજ શીખવાડે છે, કે એઓની ઉન્નતિને માટે કેવી રીતે કરવું જોઇએ."

આવી રીતે ડારાનું વિચિત્ર બનાવથી ભરપૂર કે-

ટલુંક જીવતર ગયું. દુઃખીને દીલાસો આપવો, રોગીની સેવાચાકરી કરવી, કજીઆ કરનાર દંપતીઓમાં કંકાશ દૂર કરવા, ન જનાર છોકરાંને નિશાળમાં મોકલવાં, પાપીના મનમાં પ્રશ્ચાત્તાપની આગ સળગાવવી ઇત્યાદિ ઘણાં કામ કરતાં કરતાં ડોરાના મૂલ્યવાન જીવનનો કાળ જવા લાગ્યો. પાછું શીતળાથી વાલસલ નગર વ્યાકુલ થઈ પડ્યું. નગરમાં રોગ ન ફેલાય એટલા માટે માંદાઓને તેણે હાસપીતાલમાં લેઈ જવાનાં જાહેરનામાં ચોટાડ્યાં. પણ કોઈ પણ ત્યાં આવ્યાં નહિ. ત્યાં કોણ સેવાચાકરી કરશે, કોણ યત્ન કરશે આ વિષય કાંઈ પણ નહિ જાણ્યાથી નગરના રહેવાસીઓએ ગુપચૂપ રોગની બળતરાથી પોતપોતાના ઘરમાં પ્રાણ છોડવાનો નિશ્ચય કર્યો. કોઈ પણ હાસપીતાલમાં જવાને રાજી થયા નહિ. છેલ્લીવારે આ અફસોસકારક ખબર બહેન ડોરાને પડી ત્યારે તે પોતે પ્રવૃત્ત થઇને તેના ઉપરીઓની પાસે. જઇને તેણે નવી હાસપીતાલનો બોજો લેવાની ઇચ્છા જણાવી. ત્યારપછી વાલસલના રહેવાસીઓએ એમ સાંભળ્યું કે, અ-

મારી બ્હેન ડારાએ શીતળાની હાસપીતાલનો બો-
જો લીધો છે. એક માણુસને મુખથી બીજા માણુ-
સને ખબર મળી, ત્યારપછી ત્રીજાને એવીરીતે આ-
ખા શહેરમાં આખા શહેરમાં આ શુભ ખબર ફે-
લાઈ ગઈ. શીતળાના રોગીઓના પ્રાણમાં આશાનો
સંચાર થયાથી જલદીથી ખાલી પડેલી હાસપીતાલ
પરિપૂર્ણ થઈ ગઈ. પહેલાંની હાસપીતાલનું કામ કેવી
રીતે ચાલેછે તેનો વિચાર કરીને ડારા વ્યાકુલ થઈ
અને તે હાસપીતાલની સાથે સંપૂર્ણ સંબંધ નહિ
તોડતાં કેટલીક શીખનારી છોકરીઓને ભાર સોંપ્યો
અને પોતે યથાસંભવ દેખરેખ રાખવા લાગી. તે
ઘણુંકરીને સર્વદા રોગીઓને પત્ર લખતી હતી. તે
પત્રો ગંભીર ધર્મભાવથી પરિપૂર્ણ હતા. તેના મથાળા
ઉપર લખવામાં આવતું હતું કે, "મારા પ્રિય પુત્રો!"

ડારાના યત્નથી શીતળાનો રોગ થોડા દિવસમાં
ઓછો થયો. તે વેળાએ તે પાછી પોતાની આગલી
હાસપીતાલમાં આવી. ડારા પોતાની મહેનતને કદી
પણ મોટી સમજતી નહોતી. ઘણીક રાત તે ઊંઘતી

નહોતી, ઘણુાક દિવસ તે અડધું ખાધેલી સ્થિતિમાં રહેતી હતી. લોકો આશ્ચર્ય પામીને તેમ કરવાનું કારણ પૂછતા ત્યારે તે કહેતી હતી કે, "આઠ દિવસ સુધી આરામ કરી શકયાથી સાત રાત સુધી જાગરણ કરવાથી મને કંઈ કલેશ જણાતો નથી. જો કેવળ શારીરિક સેવામાંજ આ મહેનત ખર્ચાય તો તેના જેવો યોગ્ય સમય બીજો હું કોઈ જાણુતી નથી." એ મહેનતના ફળથી નાસ્તિક ધર્મની હાંસી કરનારા ધર્મ વિશ્વાસી થયા, એ પરિશ્રમના ફળથી નરનારીઓ સમજી શકયાં હતાં કે ઈશ્વિર પ્રેમ જીવનનો નિયંતા થયાથી જીવનનું માધુર્ય કેટલું વધેછે. આ પરિશ્રમના ફળથી લોકોના સમજવામાં આવ્યું કે પાપરૂપી કીચડમાં ફસેલી જે સમાજનાં તજાયલાં હતભાગ્યો હતાં તેઓના આત્માનું પણ મૂલ્ય છે, અને શરીરના કરતાં આત્માની રક્ષા કરવી એ ઘણી જરૂરની છે. જનમંડળના હૃદયનો દરવાજો બંધ કરી જેઓ ઉન્નતિના માર્ગ સર્વદાને માટે બંધ કરેછે, તે નિરાશ થઇને ડુબેછે. જ્યારે પાપનું પહેલું મધુર ઝેર આત્મા-

ની સ્વર્ગીય તરસને રોકવાનો યત્ન કરેછે, ત્યારે કિયો મનુષ્ય તેને મદદ કરેછે? આવી રીતના માણસો રોગી થઈ બિછાનામાં પડ્યા છે, તેઓએ અંધારી રાત્રે એકાએક જાગીને જ્યારે સાંભળ્યું કે ડોરા તેના આત્માનું ભલું કરવા માટે સર્વ જ્ઞાન અને ધર્મના આધાર પરમાત્માની આગળ પ્રાર્થના કરેછે, ત્યારે શા વાસ્તે તેઓ પીગળે નહિ? કેવળ રોગાલયમાં એવી રીતે આત્માની સારી હાલતનો ઉપાય કરીનેજ ડોરા ચુપ બેસી રહી નહોતી. વાલસલના જે લતા ઉપર ખરાબ સ્વભાવના નરનારીઓ પૈશાચિક વ્યવહાર રાતની વેળાએ ઘણું કરી કરતાં હતાં ત્યાં ડોરાનાં પગલાં જતાં હતાં. જે નરનારીઓ પોતાના પ્રાણાધાર પરમેશ્વરને ભૂલી ગયાં હતાં. તેઓને માટે ડોરાનું અન્તઃકરણ રોવા લાગ્યું, તેના પ્રચાર સંબંધીના એક બે ઉદાહરણ અહીં આપવા વ્યાજબી જણાય છે. એક દિવસે મધ્યરાતે બહેન ડોરા બે ધર્માચાર્યોની જોડે નગરના એક લતા ઉપરથી જતી હતી. ધીરે ધીરે તેઓ એક મકાનની આગળ આવી પહોં-

ચ્યાં અને ત્યાં ઉભા રહીને બારીમાંથી જોવા માંડ્યું; ત્યાં તેઓએ જોયું કે કેટલાંક પુરૂષો ને સ્ત્રીઓ એક તાપણીની ચોતરફ બેઠાં હતાં. તેઓ શું કરેછે, તે ડોરા સમજી શકી નહિ. તે ઘરનો દરવાજો બંધ હતો, તેથી ડોરાએ બારણું ઠોકીને અંદર જવા માંડ્યું. ઘરમાંથી અવાજ આવ્યો કે, "તમે કોણ છો?" ડોરાએ કહ્યું, "હું તમારી બહેન છું, દરવાજો ઉઘાડો, તમારી જોડે કંઇક વાત કરવી છે." તેઓએ કેટલીક ગાળો દઇને દરવાજો ઉઘાડ્યો. ધર્માચાર્યો થોડેક દૂર જઇને જોવા લાગ્યા. ડોરાએ અંદર જઇને સઘળા-ના સમાચાર પૂછ્યા, "તમારો દિવસ કેવી રીતે જા-યછે? તમારો હાથ એક વર્ષ પહેલાં બાંધ્યો હતો તે શું યાદ છે? તમારી મેરી કેવી છે?" ઇત્યાદિ ઓળખાણની પેઠે સવાલો પૂછી. પછી ડોરા બોલી, "આવો આપણે એક વેળાએ જગદીશ્વરનું નામ દ-ઇએ." ડોરાના પવિત્ર પૂર્ણ સુખમંડળમાં પ્રેમનું હ-સવું જોઈ સર્વે આશ્ચર્ય પામ્યા. ડોરાની સાથે સઘ-ળાઓએ ધૂંટણ ટેકવ્યાં. તે વેળાએ ડોરાએ સઘળા

બાઈ બહેનોને માટે પ્રાણ ખોલીને ઇશ્વરની આગળ પ્રાર્થના કરી. તે સમયનો દેખાવ કેવો સ્વર્ગીય થાય છે? પારકાને માટે આંખમાં આંસુ પાડતાં પાડતાં સાધુપુરૂષ, દુ:ખી, સુખી, ગરીબ, ધનવાન, સાધારણ, મિત્ર, જો સૌ પરમેશ્વરની આગળ ઘુંટણ ટેકવીને બેઠાં છે તે દેખાવ સ્વર્ગના દેખાવ જેવો લાગેછે. પેલા પાષાણહૃદયના પુરૂષો પણ આ અપૂર્વ દેખાવમાં ગળી ગયા. રોતી આંખે અને ગળગળા વચનથી તેઓએ પોતાના ખરાબ કામને માટે બહેનની આગળ કહ્યું. એવી રીતે ડોરાના રાતના પરિશ્રમના ફળથી લગભગ ત્રીસ ખરાબ સ્ત્રીઓ દરરોજ એકઠી થઇને ધર્મોપદેશ સાંભળતી હતી.

આવી રીતે ડોરાનું કામ હળવે હળવે વધી પડ્યું, પરંતુ તેનું ધ્યાન કોઇવાર પણ ઓછું દીઠામાં આવતું નહોતું. વળી વિચાર કર્યો કે, કંઈ ઘોડાવાળાઓ માટે કરવું જોઇએ; એથી ડોરાએ તેઓને એકત્ર કરીને સભા કરી. રાતે નવ વાગે તે સભાના કામનો આરંભ થયો. તે દહાડે ડોરા સવારે ૬।। વા

ગે હાસ્પીતાલમાં ગઈ હતી તે રાતના ૮ વાગ્યા સુધી કામ કર્યું. પછી ૮ વાગે સ્ત્રીઓની સભામાં ઉપદેશ આપવા ગઇ અને પછી રાત્રે ૯ વાગે ઘોડાવાળાઓની સભામાં ગઈ હતી. આ સર્વ કામ કર્યાથી ખાવાનો અવકાશ ક્યાંથી મળે, તેનો વિચાર કરી જુઓ. ડોરાને આટલું આટલું કર્યા છતાં કંઇ પણ કષ્ટ થતું નહોતું; પરંતુ એમ ઘણા દિવસ ચાલ્યાથી તે ભારે રોગનો ભોગ થઈ પડી. રોગની ખબર ડોરાએ ઘણા દિવસ સુધી કોઇને કહી નહિ. માંદે શરીરે પહેલાની પેઠે અંધકારથી ઘેરાયલા વાલસલ નગરના રસ્તે રસ્તે ઈશ્વરનું નામ લેઇ દરેક કામ કરવા લાગી. એક દિવસે એવી રીતે ડોરા કોઈ ઠેકાણે જતી હતી એટલામાં એક ઓળખીતા માણસે આવીને તેને ગભરાટમાં કહ્યું, “બહેન જલદી આવો એક માણસ ઘણો જખમી થઇને બેભાન થઇ પડ્યો છે.” જે ઠેકાણાને લક્ષીને એ કહેતો હતો તે ઠેકાણાને ડોરા પહેલાંથી નરક કુંડની પેઠે સમજતી હતી. હમણાં એકલી સ્થાનમાં જવાને મૃત્યુ ભયથી તેનો પ્રાણ ધ્રુજવા

લાગ્યો; પરંતુ હિમ્મત ઉપર આધાર રાખીને ઇશ્વરનું કામ કરવાને આગળ પડી. ધર્માત્માના ચરિત્રમાં કેવું માધુર્ય છે! તે ગડબડમાં ગયાથી ત્યાંનો માર્ગ ખુલ્લો થયો. તેને સન્માન દેખાડવામાટે સર્વેએ ટોપી ઉતારી, અને જખમી થયેલા માણસની પાસે જઇને ડોરા બેઠી; સઘળાઓ મંત્ર મુગ્ધ સાપની પેઠે એકી નજરે તેનું કામ જોવા લાગ્યા.

આવી રીતે ડોરા ઇશ્વરનું પ્રિય કામ કરવા લાગી. માર્ગ ઉપરના મેલા શરીરના છોકરા જેમ ડોરાનું ચુમ્બન મેળવવાને સમર્થ થતા હતા તેમ ધનવાનના પુત્રોનું પણ આદરની સાથે ઔષધ કરવા લાગી હતી. એક દહાડે એક બાળક શ્વાસના રોગથી પીડાયલો ડોરાની આગળ ઔષધ લેવા આવ્યો હતો. ડાબું કાપીને બનાવટી ઉપાયથી શ્વાસ લેવાના કામનો ઉપાય કરવા લાગી. શું તમે માનશો કે? એમ કહી તેણે છોકરાના ગળાની નળી કાપીને પોતાના મોંએ પરૂવાળું લોહી ચુસી લીધું. પોતાના છોકરાંને માટે પણ કોણ એવું કરે છે? એ કામને લીધે ડોરાને કંઇની વેદનાથી

આટલાવશ થયું પડ્યું હતું અને દુઃખ ભોગવવું પડ્યું હતું; ચાહે તેમ હો, તે તેનાથી વિશેષ દુઃખિત થઇ નહિ.

છેલ્લે વાલસલનો સૌભાગ્ય સૂર્ય અસ્ત થવા આવ્યો; જગદીશ્વરે ડોરાને પરલોકમાં જવા માટે તૈયાર કરી; ડોરાના રોગે ભયાનક રૂપ પકડ્યું.

ડોરા રોગીની અવલંબન હતી. હજારો નર નારી જેની આગળ દીલાસા પાળતા હતા, તેને આજ શાંત્વનાના ભીખારી થવું પડશે. આજે તેને અવલંબન શોધવું પડશે. આ કલ્પનાની ડોરાએ કોઇપણ મિત્રને અરજ કરી નહિ. છેલ્લે જ્યારે રોગ વધી પડયો ત્યારે વાલસલના રહેવાસીઓ પોતપોતાનાં કામ છોડીને એકમાત્ર હિતવાદીની સેવા કરવાને દોડ્યા. રોગ કોઈ વેળાએ સારો થતો જણાતો હતો તો કોઈ વેળાએ ખરાબ થતો માલુમ પડતો હતો. આવી રીતે ડોરા છ મહીના રોગના બિછાનામાં પડી રહી. અંતની ઘડિયે તેના મનની શાંતિ વધી હતી. તા. ૨૪ ડીસેમ્બર ૧૮૭૮ માં બહેન ડોરાએ પ્રશાં-

તભાવથી પ્રફુલ્લ મુખથી અમરવાસ કર્યો.

વધારે કહેવાની જરૂર જોતા નથી. આ જીવનમાં ઉપદેશનું ઓછાપણું ક્યાં છે? વાંચનાર ભાઈ, વાંચનાર બ્હેન, વિલાસ અને આળસમાં જીવનનો ઘણો વખત ગાળ્યો છે, હવે વખત નથી. ઈશ્વર પ્રેમમાં જીવનને નિમગ્ન કરી ડાહ્યાને પગલે ચાલો. વાંચનાર બહેનો, તમારા કામનું મેદાન વિસ્તાર પામેલું છે. હવે કેટલીવાર સુધી કલ્પનાના સાગરમાં ખલાસી વિનાની હોડીની પેઠે લક્ષ વિનાના જીવનને તણાવીને ફરશો? ઉઠો, જુઓ તમારી પંક્તિના એકમાં ઈશ્વરનાં સંતાને કેવી રીતે ધર્મ ભાવથી પોતાનું જીવન ગાળ્યું છે.

---

## એલીઝાબેથ ફ્રાઇ.

એલીઝાબેથ ઈ. સ. ૧૭૮૦ ના મે મહીનામાં નારીચમાં જન્મી હતી. તેના પિતાનું નામ જાન ગર્નિ હતું. તે લંડનનો એક ધનવાન વેપારી ગણા-

તો હતો. એલીઝાબેથની મા ઘણી રૂપવાન અને વિદ્યા ઉપર પ્રેમ રાખનારી સ્ત્રી હતી.

એલીઝાબેથ નાનપણમાં ઘણી ડરતી હતી; મોટો અવાજ સાંભળ્યાથી તે થરથર ધ્રુજતી હતી. કોઈ માણુસ તેના મોં સામું એક નજરથી જોતાં તો તે રોઈ પડતી હતી. બંદુક, અંધારૂં અને સમુદ્રને જોઈને એલીઝાબેથ બેભાન થઈ જતી. એલીઝાબેથ પોતાની માના ઉપર અતિ ઘણું હેત રાખતી હતી. તે ૭-૮ વર્ષની ઉમ્મર સુધી દરરોજ રાતે ઘણું કરીને જાગતી હતી, કારણ કે, કદાચ ઊંઘી ગયાથી માનું મરણ નીપજે એથી ઘણી વખતે રોતી હતી. તેઓના મરણની આ શંકાથી ઘણીજ ફીકરમંદ રહેતી હતી અને સર્વદા મનમાં ઇચ્છતી હતી કે હું અને બીજાં મારા સઘળાં સગાંવહાલાંઓ એક મોટી ભીંત પડે ને અમે બધાં એકીવારે મરીએ તો ઠીક! યદ્યપિ એલીઝાબેથ દુર્બલ ચિત્રવાળી હતી તે છતાં શાંત સ્વભાવની અને મુંગી રહેનારી હતી. તેના શાંત સ્વભાવને લીધે લોકો તેને બેવકુફ અને

જાડી બુદ્ધિની જાણતા હતા. ઉપલા કારણથી સર્વદા તેની તનદુરસ્તી ઠીક રહેતી નહોતી, તેથી તેને શીખવાડવામાં ઉત્તેજના આપવામાં આવતુ નહોતુ. નમ્ર તથા વિનય વચનના શિવાય તેને કબજામાં આણવી મુશ્કેલ હતી. કઠણ વાક્યો સાંભળતાંજ સ્થિર અને શાંતભાવથી તેનો જવાબ આપવામાં તે કદી પણ પાછી પાની ભરતી નહોતી. બાલિકા અવસ્થામાં એલીજાબેથની ભક્તિવૃત્તિ ઉત્તેજિત થઈ હતી; તેની મા જ્યારે બાઇબલ વાંચવા બેસતી હતી ત્યારે તે ચુપચુપ બેશીને સાંભળતી હતી. જ્યારે તેની ઉમ્મર બાર વર્ષની થઈ ત્યારે તેની વહાલી મા મરણ પામી. માના મરવા પછી તેના પિતાએ ઘણાં કારણોથી તેને વિદ્યા શીખવાડવામાં આળસાઇ કરી હતી.

એલીજાબેથ જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ પોતાની બહેનો તથા પોતાના બરાબરીઓની સાથે નાચવા ગાવામાં નિમગ્ન થવા લાગી. નાચવાગાવામાં તેણે ઘણી હોશિયારી મેળવી હતી. એલીથબેથે નાનપણમાં જ્ઞાન મેળવવા ઉપર ધ્યાન આપ્યું નહોતુ. તે

હમણાં પોતાના બરાબરીઓના શિષ્ટાચાર અને વિઘાબળથી શીખવા લાગી. આવી રીતે સામાજિક આનંદમાં નિમગ્ન થવાને લીધે તેની ભક્તિવૃતિ ધીરે ધીરે નિસ્તેજ થવા લાગી અને ખોટી પતરાજી, અભિમાન વગેરે વધવા લાગ્યાં. તે વેળાએ એલીઝાબેથ કેવળ પોતાના વસ્ત્રાલંકારની ઓળખાણ આપવા માટે દેવળમાં જવા લાગી; પરંતુ તે નિયમસર ઉપાસના કરવામાં ઘણું ક્લેશ થયલું સમજતી હતી.

સત્તર વર્ષની ઉમ્મરમાં પિચફોર્ડ નામના એક રોમન ક્યાથોલીક પાદરીની જોડે ઓળખાણ થઇ. પિચફોર્ડનો સ્વભાવ ઘણોજ મન પસંદ પડતો અને ગંભીર હતો; તે વિઘા ઉપર બહુ પ્રેમ રાખતો હતો. ધીરે ધીરે એલીઝાબેથની તેના ઉપર વધારે શ્રદ્ધા ઉત્પન્ન થઈ. પિચફોર્ડ પોતાની સાથી મારિયન ગાલટન નામની એક વિઘાવંતી તાથા ગુણશાળી સ્ત્રીની મદદથી જે કંઈ એલીઝાબેથને ઉપદેશ આપતો તે તેના હૃદયમાં ઠસતો હતો. તેથી એલીઝાબેથ વારંવાર તેઓની આગળથી ઉપદેશ સાંભળીને વૃથા ખુશીની

ક્રિયામાં ઓછાપણું દેખાડવા લાગી. એને આસ્તે આસ્તે વિશુદ્ધ અને ગાઢો આનંદ રસાસ્વાદ મેળવવાની તેને ઇચ્છા વધવા લાગી. એ વેળાએ તેના મનમાં સંસારાશકિત અને ધર્મ ઉપરના પ્રેમથી જે ભાવો ઉદય થયા હતા તેનું પોતે આવી રીતે વર્ણન કરે છે. "મેં હમણાં સંસારમાં પ્રવેશ કરવાનું ક્લેશ જાણ્યું. સંસારાસકત માણસોની જોડે મારી માનસિક હીનતાનું મૂળ કારણ છે. સંગત દોષમાંજ અહંકાર રહેલો છે, વૃથા અભિમાન, આડંબર દેખાડવાની ઇચ્છા, અદેખાઈ અને માન મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. વસ્ત્રાલંકાર પહેરવા ઉપર મન દોડે છે, અને પારકાની નિંદા તથા કલ્પિત વાર્તાનાં પુસ્તકો વાંચવાની અભિરૂચિ ઉપજે છે." તેણે બીજે ઠેકાણે લખ્યું છે. કે, "મેં મારા રિપુઓને મદદ કરી છે. હું મારો દોષ જાણું છું તે છતાં મેં તેને સુધારવાનો યત્ન કર્યો નથી. મેં હમણાં પ્રતિજ્ઞા લીધી છે કે મારી નિકૃષ્ટ વૃતિયોને સામો આગળનાકરતાં વધારે જય કરવાનો શ્રમ લઇશ. હું હવે વૃથા આનંદભોગવવા માટે

બહાર જઇશ નહિ; બાળકોના ઉપર હવે ક્રોધાયમાન થઇશ નહિ, કારણ શિવાય કોઇ સવાલનો જવાબ આપીશ નહિ. મારી બહેનની મારા કરતાં વધારે પ્રશંસા સાંભળીશ તો હવે અસંતુષ્ટ થઇશ નહિ. કોઇ પણ વિષયને હવે વધારીને કહીશ નહિ, અને મનોવૃત્તિ ચલાવવામાં હવે કદી પણ આળસ કરીશ નહિ."

ઇ. સ. ૧૭૯૮ ના આરંભમાં વિલિયમ સેવરી નામનો એક ધર્મોત્સાહી પુરૂષ નારીચમાં આવ્યો હતો. તે ટાણે એક દિવસે એલીજાએથ દેવલમાં ગઈ હતી ત્યાં તેનો ઉપદેશ સાંભળીને રોતી રોતી ઘરમાં આવી અને કહેવા લાગી, "આજે મારા હૃદય ગુફામાંથી અવાજ થાય છે કે, ઇશ્વર છે." ધર્માનુરાગને લીધે ઉપર લખેલા ભાવના ઉદય થવાની સાથે સંસારાસક્તિથી તેણે માનસિક દુર્બલતા પણ દેખાડેલી છે. તેનો દાખલો છે કે, એલીજાએથ, વિલિયમ સેવરીનો ધર્મોપદેશ સાંભળ્યા પછી બીજે દિવસે લસ્કરી વાજું સાંભળવા માટે બાગમાં ગઇ હતી. ત્યાંથી પાછી પોતાને ઘર જતી વેળાએ તેનાં વસ્ત્રાલંકાર અને સું-

દરતા જોઇને પુષ્કળ જુવાનીઆઓ આનંદિત હૃદયથી તેની તરફ નજર કરતા હતા. એથી તેનું અન્તર અભિમાનથી ફુલાઈ ગયું હતું; હાય! દુર્બલ મન અભિમાનના ડંખથી આવી રીતનું તેજ વિનાનું થઈ જાય છે.

એલીઝાએથ ઉપર લખેલા બનાવ પછી લંડનમાં ગઈ, ત્યાંની નાટકશાળાનાં ગીત વગેરે ખુશાની ક્રિયામાં ઘણી તલીન રહેવા લાગી. કોઈપણ રીતે પહેલાંના જેવો આનંદ અનુભવ કરી શકી નહોતી. સર્વદા વિલિયમ સેવરીનો ઉપદેશ સાંભળવાની તેની ઇચ્છા થતી હતી. કેવું આશ્ચર્ય! અસાર આનન્દમાં આવી રીતે અસંતુષ્ટ હોવા છતાં પણ સંસારના ખેંચાણથી કોઈ કોઇ વખતે ચિત્તની દુર્બલતા તે પ્રકાશ કરતી હતી.

તે એક દિવસે એક આનંદ દેનારી સભામાં ગઇ હતી, ત્યાં પુષ્કળ પ્રતિષ્ઠિત અને ધનવાન માણસો આવ્યા હતા; તેમાં ઇંગ્લંડની રાણીનો પાટવી કુંવર પણ આવ્યો હતો. એલીઝાએથ કહેછે કે, "મેં રાજ

કુમારને જોઇને જેવો આનંદ મેળવ્યો હતો, તેવો આનંદ બીજા લોકોને જોવાથી તથા મનોહર વાજાં સાંભળ્યાથી ભોગવવાને સમર્થ થઈ નહોતી." તે સર્વદા રાજકુમારની પ્રશંસા કરવામાં તત્પર રહેતી હતી. આવી રીતે તે પુષ્કળ સુખામૃત પાન કરતી કરતી કાળ ગાળતી હતી !!

એલીજાએથે આવી રીતે કોઇ વેળાએ ધર્મના, કોઈ વખતે સંસારના ખેંચાણથી ચલાયમાન થઇને અન્તે મંગળમય પરમપિતાની કૃપાથી સંસારના ઉપર જય મેળવ્યો. તેણે સંસારાસક્તિનો પરાજય કરી લંડનવાસી ખુશીમાં નિમગ્ન થનારાઓનો સંગ છોડવાની ઇચ્છા કરી. તે પાછી પોતાના પિતાના ઘર ભણી જવા નીકળી. ત્યાં જઇને પરોપકાર સાધનમાં લાગી. ગરીબ ને માંદા માણસોના ક્લેશ દૂર કરવાનો યત્ન કરતી હતી; ધર્મોપદેશની મદદથી તેઓના સંસારાનલસમ હૃદયમાં સુશીલ વચનવારિ નાંખતી, અને તેઓના છોકરાંને શીખવાડવાનો શ્રમ કરતી હતી. તેમાંના બે દાખલા નીચે આપવામાં આવેછે.

નારીચની પાસે એક નાના ગામમાં એક લશ્કરી અમલદારની બાયડી પોતાના એક છોકરાને લઇને રહેતી હતી. તેની જેટલી જોઇએ તેટલી ઉપજ ન હોવાને લીધે ઘણા દુઃખમાં દિવસ ગાળતી હતી. એલીજાએથને તેની ખરાબ અવસ્થા માલમ પડી તેથી તેને દૂર કરવા માટે છુપી રીતે તેને ખાવાની વસ્તુ પહોંચાડવા લાગી.

એલીજાએથે વીલી નામના એક ગરીબ છોકરાને લઇને એક નિશાળ ઉઘાડી. એ નિશાળમાં થોડી મુદતમાં પુષ્કળ નિશાળીયાઓ આવવા લાગ્યા. એલીજાએથ એકલી ચોપડીઓના શિવાય નિશાળીઆઓને શીખવાડતી હતી. નિશાળનું કામ દર રવિવારે ચાલતું હતું. ગરીબના છોકરાંને શીખવાડવાની જોડે ધર્મની કેળવણી આપવી એ આ નિશાળ ઉઘાડવાનો મુખ્ય ઉદ્દેશ હતો.

એલીજાએથનું મન હજી સુધી કોઈ કોઈવાર સામાજિક સુખ ભોગવવા તથા વસ્ત્રાલંકાર પહેરીને લોકોની પ્રશંસા મેળવવાને માટે આતુર થતું હતું.

એલીજાએથને વારંવાર સગાંવહાલાંઓની તરફથી ઉત્તેજના મળ્યાથી તેણે વીશ વર્ષની ઉમ્મરે જોગુર્ફ્રાઈ નામના એક પૈસાદાર વેપારીની જોડે લગ્ન કર્યું. ત્યારથી તે ફ્રાઈ નામથી ઓળખાવવા લાગી. કદાચ પોતે ઉઘાડેલી નિશાળ અને બીજા સારા કામમાં હરકત પહોંચે એવું ધારીને પહેલાં લગ્ન કરવાને રાજી થઈ નહોતી. પણ જ્યારે સંસારમાં પ્રવેશ થવાને મન વલખાં મારતું હતું ત્યારે તેણે લગ્ન કર્યું. લગ્ન કર્યા પછી પિતાનું ઘર છોડીને લંડનમાં સ્વામીને ઘેર રહેવા લાગી. તે ત્યાં પોતાના ધર્મબળની નવી પરીક્ષા કરવામાં ગુંથાઈ, અને તેવો આનંદ અનુભવ કરવા લાગી. સ્નેહથી પોતાનાં છોકરાંનું મોં જોયું. પતિની સાથે ઐક્તા તથા પ્રેમની જાળમાં બંધાઇને અને પુત્રોના સ્નેહને તાબે થઇને નવા સુખ સંભોગ કરવા લાગી. આવી રીતે દાંપત્ય સુખ નવ વર્ષ સુધી ભોગવ્યું. એટલામાં ઇ. સ. ૧૮૦૯ માં પાંચ છોકરાંનું લાલન પાલન કરવાનો બોજો આવી પડયો.

ફ્રાઈ પોતાનાં છોકરાંને લંડનથી લઇને પ્લાશેટ નામના ગામમાં રહેવા લાગી. તે કુદરતી શોભા જોઇને જેવી પિતાના ઘરમાં આનંદ ભોગવતી હતી તેમ ત્યાં આનંદ ભોગવવા લાગી. ફ્રાઈ પોતાનાં છોકરાંને લઇને બગીચામાં પરમાનન્દથી ચારે બાજુએ ફરતી અને સ્નેહ વચનથી કોઈ વખતે સૂર્ય, ચંદ્ર, તારા વગેરેની શોભા, કોઈ વેળાએ કીટાદિની મનોહર આકૃતિ, કોઈ સમય પુષ્પનું સૌન્દર્ય વગેરે જૂદાં જૂદાં વિષય ઉપર તેઓની જોડે વાતચીત કરીને પરમાનન્દ મેળવતી હતી. ફ્રાઇએ પ્લાશેટ ગામમાં આવીને થોડી મુદતમાં ત્યાં એક છોકરીની નિશાળ સ્થાપી. ગરીબોને આપવા માટે ઉનનાં કપડાં અને જાત જાતની ઔષધિ સર્વદા પોતાના ઘરમાં રાખતી હતી. ફ્રાઈ રોગી અને મરવા પડેલાં માણસોનાં દુઃખ નિવારણને માટે સતત યત્ન કરતી હતી. પ્રખ્યાત ડાક્ટર ઉલાએ તેને ગઉ શિતળા મૂકતાં શીખવાડયું હતું. ફ્રાઈના યત્નથી પ્લાશેટ તથા તેની આસપાસના ગામોમાંથી શીતળાનો રોગ

લગભગ જતો રહ્યો હતો. આયર્લંડના કેટલાક ખેડુતો ફ્રાઇની આસપાસ રહેતા હતા. તેઓ ફ્રાઇના કરૂણારસથી પીગળીને તેના ઉપર ઘણી શ્રદ્ધા અને ભક્તિ દેખાડવા લાગ્યા. ફ્રાઇએ તેઓના કેટલાંક છોકરાંને નિશાળે મૂક્યાં અને તેઓની જંગલી ચાલ ચલણ સુધારી. પ્લાશેટ ગામના એક મહોલામાં પક્ષિઓને પકડીને ધંધો કરનારાઓ રહેતા હતા; ફ્રાઈ તેઓને કોઈ વેળાએ વસ્ત્ર, ઔષધ, કોઈ વખતે બાઇબલનું પુસ્તક, કોઈ સમય સારી સલાહ આપીને તેઓનું ભલું કરતી હતી.

ફ્રાઇ આવી રીતે પરોપકાર કરવામાં સર્વદા નિમગ્ન હોવા છતાં સાંસારિક કામકાજ કરવામાં કદી પણ ઓછાપણું રાખતી નહોતી. ફ્રાઈ પોતાના છોકરાંનું લાલન પાલન કરવામાં એવી મહેનત લેતી કે બીજા કોઈ જોતા તો ધારતા કે આને આના શિવાય બીજું કંઇજ કામ નથી. પોતાના કુટુંબની ધણીઆણી તરીકે જે સર્વ કામકાજ કરવાં જોઇએ તે એ સર્વદા કરતી હતી. તે ઘરના કામકાજમાં અને

પરોપકારમાં એવી તો મશગુલ રહેતી હતી કે, આરામ, અવકાશ તથા સુખ ભોગવવાથી ઘણુંકરીને તેને દૂર રહેવું પડતુ હતું. આ વેળાએ તેના સર્વ બલની પરીક્ષાનું એક મોટું કારણ બન્યું. તેની એક પાંચ વર્ષની દીકરીનું કોમળ વદન જોવાથી ચિત્તમાં જેમ આનંદ ઉપજતો હતો તેમ વાત કર્યાથી તેની તીક્ષ્ણ બુદ્ધિની ઓળખાણ થઈ સુખ પ્રાપ્ત થતું હતું. તે ચિત્તરંજન કરનારી છોકરી મૃત્યુના હાથમાં સપડાઈ. ફ્રાઈ પહેલાં કન્યાના મૃત્યુથી શોકમાં મગ્ન થઈ હતી ખરી પરંતુ થોડી મુદતમાં તેને દૂર કરવાને સમર્થ થઇ હતી. ત્યારપછી પોતાનો પરમ પ્રિયતમ, કરૂણા સાભિસિક્ત સ્નેહમય પિતા ઇ. સ. ૧૮૧૦માં મરણ પામ્યો. ફ્રાઈ પિતાના દેહપતનથી ઘણી વ્યાકુલ થઈ પડી. તેણે પિતાની સમાધિક્રિયાની વેળાએ અસાધારણ ભક્તિની સાથે ઈશ્વરની પ્રાર્થના કરી. જેઓએ તે પ્રાર્થના સાંભળી હતી, તેઓના અન્તઃકરણમાં ઘણા લાંબા વખત સુધી તે ઠસી રહેલી હતી. ફ્રાઇ જાહેરમાં કદી પણ કંઇ

બોલી શકતી નહોતી; લજ્જા અને ભયથી તેનું મોં બંધ થઇ જતું હતું. પરંતુ પિતૃ વિયોગને માટે ઇશ્વરના ઉપર તેની ભક્તિ એટલી તો ઉત્તેજિત થઇ હતી કે, તેનો ભાર હૃદયમાં ધારણ કરવામાં અસમર્થ થવાથી સર્વની સામે તેણે તે પરમપિતાને અર્પણ કરી. ત્યારથી ફ્રાઇની બોલવાની શક્તિ એટલી બધી વધી કે તે જનમંડળમાં વખાણને પાત્ર થઈ. ત્યારથી તે જાહેરમાં એક દેવલની અંદર ઉપાસના કરતી હતી. હા! કિયા બનાવથી માણસનો કિયો ગુણ ઉત્પન્ન થાય છે, કિયા બનાવથી મનુષ્યનું અન્તઃકરણ ઇશ્વરના ઉપર દોડે છે તે કોણ કહી શકે?

ફ્રાઇ શિયાળો ગાળવા માટે નવેમ્બર સન ૧૮૧૨ માં છોકરાંને જોડે લઇને લંડનમાં પાછી આવી. તે જે જગાપર જતી હતી, ત્યાં ચંદ્રના પ્રકાશની પેઠે તેની સુધામય જ્યોતિ પસરતી હતી! લંડનમાં પહેલાં મુકામ ઉપર જઈ પહોચી ત્યાં ગરીબોના દુઃખ દુર કરવા માટે ઘણો યત્ન કરતી હતી. કેટલીકવાર તેને સેંકડો અપ્રકાશ રસ્તે ચાલતાં જવું પડતું હતું. તે

ઘણીવાર થાકી જતી હતી, તે બધાનું સવિસ્તર વર્ણન કરવું આ પુસ્તકમાં મુશ્કેલ છે; પરંતુ તે સર્વ ક્લેશને ક્લેશ સમજતી નહોતી; ઉલટું તેથી અનિર્વચનીય આનંદ અનુભવ કરતી હતી. તે કહેતી હતી કે, "ગરીબનાં દુઃખ દૂર કરવાથી મારા અન્તઃકરણમાં શાંતિ રસ ઉછળે છે. ખરૂં છે કે મારૂં શરીર કોઈ વખતે વધારે મહેનત કર્યાથી થાકી જાયછે, પરંતુ હું કે જે આનંદ ભોગવતું છું, તેથી તે થકાવટને થાક સમજતી નથી; હું મારી પોતાની તરફથી ઉપલા કામમાં લાગતી નથી."

ફ્રાઇના કેટલાક મિત્રો જાનેવારી ૧૮૧૭ માં ન્યુગેટનું કેદખાનું જોવા ગયા હતા. તેઓએ ત્યાં જઇને જોયું તો એકસો હાથ લાંબી અને ચારશો હાથ પહોળી જગામાં છોકરાંની સાથે ત્રણસો દુર્ભાગિય સ્ત્રીઓ પૂરેલી છે. તેઓની હાલત જોઈ પથ્થર સરખા અન્તઃકરણનાં માણસો પણ કરૂણા રસથી પીગળ્યા શિવાય રહી શકે નહિ. મેલાં ફાટેલાં તુટેલાં કપડાં પહેરેલાં, પ્રાણ ધારણના ઉપયોગી ખોરાકનું ઓછા-

પણું, બીછાનાની ખોટ, ગાંડા વિચારથી દોષિત માણસોની સાથે એક જગાપર રહેવું, દારૂ વગેરે વ્યસનના મત્તપણાથી પિશાચના જેવાં આચરણો, નિકૃષ્ટ પ્રવૃત્તિયોને ઉત્તેજક જુગાર વગેરેની રમત, ઘડી ઘડીમાં પ્રજ્વલિત વિવાદરૂપી આગ સળગાવવી, કાર્યના ઉપયોગી પરિશ્રમનું ઓછાપણું, આવેલા જોનારાઓની આગળ એકાએક બુમ પાડવા અને રડવાની સાથે પૈસા માગવા અને તે મળતાંજ દારૂ પીવો, આ સર્વ બનાવ જોઇને જંગલી શિવાય બીજા કોનું હૃદય ખેદ ન પામે? આની પહેલાં પ્રખ્યાત દયાશીલ હાવર્ડના પરિશ્રમથી કેદખાનાની કંઇક સારી અવસ્થા થઇ હતી, તથાપિ ઉપર લખેલી હાલત નજરે પડતી હતી. ફ્રાઇએ પોતાના મિત્રો તરફથી કેદખાનાની ઉપર લખેલી અવસ્થા સાંભળી તેથી તે ત્યાંની દુ:ખી સ્ત્રીઓનાં દુ:ખ દૂર કરવા માટે એક સખીની જોડે ત્યાં ગઇ. કદાચ કેદી સ્ત્રીઓ તેઓનું ઘડિયાળ કાઢી લે એ વાસ્તે તે કેદખાનાના ઉપરી ન્યુમાને ઘડિયાળ સાથે તેઓને અંદર લેવાને ના કહ્યું. ફ્રાઇ અંદર જઇને કે-

દખાનાની હાલત અને કેદી સ્ત્રીઓની હાલત જોઇને ઘણીજ દિલગીર થઇ. પરંતુ તે ત્રણ વર્ષ સુધી તે વિષયનો બંદોબસ્ત કરી શકી નહિ, કારણ કે થોડી મુદતમાં માંદી પડી, તેમજ પૈસાનું નુકશાન થયું અને મોટા છોકરાઓ દૂર દેશમાં ગયાથી ભારે ક્લેશમાં પડી હતી. તે ધીરજથી સહન કરવાની ઇશ્વરની પાસે પ્રાર્થના કરવા લાગી.

ફ્રાઇ સને ૧૮૬૬માં ન્યુગેટનું કેદખાનું ફરી જોવા ગઈ. તે વેળાએ કેદખાનાની હાલત પહેલાંના કરતાં કંઇક સુધરેલી જોઈ તેથી તે ખુશી થઇ. કેટલાક પ્રતિષ્ઠિત દયાશીલ માણસોની કોશેશથી કેદણોને રહેવાનો ઓરડો વધાર્યો હતો તથા તેઓને સુવા માટે ઘાસના બિછાનાં આપવામાં આવ્યાં હતાં. ફ્રાઇએ કેદીઓની જોડે કેટલાક કાલસુધી એકલી જવાને ન્યુમાનને કહ્યું. સુકુમાર કાયાની સત્સ્વભાવવાળી સ્ત્રી મારી ખાનાર પશુના જેવા આચરણવાળા સેંકડો કેદીઓમાં એકલી જાય એ વાત સાંભળીને ન્યુમાન ઘણોજ આશ્ચર્ય પામ્યો ને તેમ ન કરવાને વારંવાર

તેને વિનંતિ કરવા લાગ્યો; પરંતુ જ્યારે ફ્રાઈએ સ્થિર ભાવથી પોતાની ઈચ્છા પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા પ્રકાશ કરી ત્યારે ન્યુમાને નિરાશ થઇને તેને એવી સલાહ આપી કે, ઘડિયાળ તથા રૂપીઆ લેઇને કેદી ઓની પાસે જાય તો ઠીક. એ સાંભળીને ફ્રાઈ હસ્તે ચહેરે તેને સંબોધીને કહેવા કે "મહારાજ ! તેમાં કંઈ ભય નથી, હું ધારૂં છું કે મને કંઈ પણ નુકશાન થશે નહિ," એટલું કહીને ત્યાં ગઈ. કેદીઓ તેને જોતાં તો ચુપ થઇને તેનું શાંત અને વિશુદ્ધ ભાવ સૂચવનારૂં મ્હોં થોડીવાર જોઇ રહ્યા, પણ પછી પોત પોતાની ખરી મૂર્તિ ધારણ કરીને પૈસા માંગવા લાગ્યા. તેઓ જંગલમાં વસનારા પશુઓની પેઠે ચારડવા લાગ્યા, તેથી શાંત દેવી ફ્રાઈ ત્યાંથી નાશી જવાને તૈયાર થઈ. ફ્રાઈએ કેદીઓને જે કહેવાનો મનસુબો રાખ્યો હતો તે વિસરી ગઈ. પરંતુ ઈશ્વર કૃપાથી તેનામાં સમય સૂચકતા ઘણીજ હતી તેથી તે વેળાએ બાઈબલમાંથી ઐશ્વરિક ગુણ કીર્તનના કેટલાક ફકરા વાંચવા લાગી. મૂર્ખ, વિદ્વાન, જંગલી, સુધારેલા અને

પશુ વગેરેથી ભરેલી ગડબડવાળી જગાપર વાંસળી વીણા વગેરે વાજીંત્રનો અવાજ સાંભળીને જેમ સર્પ આશ્ચર્ય પામીને જે તરફથી તે અવાજ હવાને લીધે આવે છે તરફ કાન દઇને શાંત ભાવ ધારણ કરેછે તેમ ઝઘડો અને ગોંઘાટ કરતી કેદણોએ ફ્રાઇનો સ્પષ્ટ અને વાંસળીના જેવા મધુર અવાજનાં વાક્ય સાંભળીને અજાયબ થઇને શ્રવણેન્દ્રિયને તાબે થઇને શાંત ભાવ ધારણ કર્યો. તેથી ફ્રાઇએ વાંચવું બંધ કરીને કહ્યું, "તમને કપડાં નથી ? જો કોઇ તમને કપડાં આપે અને તમારૂં દુઃખ દુર કરે તો શું તમે તેના ઉપર ખુશ થશો ?" તેના જવાબમાં કેદી સ્ત્રીઓ બોલી, "જરૂર થઇશું; પરંતુ કોઈ અમારા દુઃખથી દુઃખી થતા નથી, અમે ક્યાંથી એવો મિત્ર મેળવીએ?" ફ્રાઇએ તેના જવાબમાં કહ્યું, "હું તમારાં દુઃખથી દુઃખિત થઇને અહીં આવી છું. તમે જો મારા કહ્યા સર કામ કરશો તો હું તમારૂં ભલું કરી શકીશ." ત્યારપછી ફ્રાઈ બીજો ઘણો ઉપદેશ આપીને ત્યાંથી જવા લાગી. એવી વખતે પેલી કેદણો તેને ઘેરીને

રોતી રોતી કહેવા લાગી. "આપ હવે પધારશો ના, આપ હવે પધારશો નહી;" ફ્રાઇએ કહ્યું, "નહિ, હું આવીશ."

કેટલાક દિવસ પછી પાછી તે કેદખાનામાં ગઇ અને કેદણોનાં છોકરાંની વ્યવસ્થા દુર કરવા માટે તેઓની માને યત્નવાન થવાને કરૂણા ઉપજે એવા સ્વરથી તેણે વિનંતિ કરી અને કેદખાનામાં એક નિશાળ સ્થાપવાની ઇચ્છા જણાવી. માતાઓએ આ સાંભળીને આનંદિત ચિત્તથી, અને આંખમાં આંસુ આણીને તેની સૂચનાના ઉપર ખુશી બતાવી. કેદખાનામાંની એક ઓરડીમાં નિશાળ સ્થાપવામાં આવી. એક કેદી સ્રીને શિક્ષક કરી. ફ્રાઇના યત્નથી કેટલીક પ્રતિષ્ઠિત કુલની દયાવાન સ્રીઓ દરરોજ થોડું થોડું શીખવાડવા માટે આ વિદ્યાલયમાં આવવા લાગી. એવી રીતે એ વિદ્યાલયનું કામ કેટલાક દિવસ સુધી ચાલ્યું. તેનાથી લાભ થતો જોઇને કેદી સ્રીઓ પોતાનાં છોકરાંની પેઠે પોતે લાભ મેળવવા માટે વારંવાર અરજ કરવા લાગી. ફ્રાઇ અને તેની સો-

બતણો પ્રફુલ્લ અન્તઃકરણથી તેઓની વિનંતિ પ્રમાણે કામ કરવાને યત્નવાન થઈ. પહેલાં કેદણો કામ કરતી નહિ, ને ખરાબ કૃત્યોમાં મન લગાડતી હતી. તેમને કોઇ લાયક કામમાં લગાબ્યાથી તે તેમ કરતાં અટકશે, એવું ધારીને તેમાં ફ્રાઇ યત્નશીલ થઈ. આ જોઇને પુષ્કળ માણસો કહેવા લાગ્યા કે, કેદીઓ વનચારી પશુના જેવાં આચરણવાળાં છે અને અનિયમવાળાં છે. તેમાં નિયમ બાંધીને શું તે ઉપકાર કરી શકશે? આવી મહેનત કરવી એ ઘણી ભૂલવાળી તથા હસવા સરખી છે. કામ કરવાની વસ્તુઓ આપશે તે કદાચ તેઓ ખરાબ કરશે કે ચોરી લેશે. પરંતુ ફ્રાઈ એથી નિરાશ નથઇ. "આ કામ કરવું અસંભવ છે," એ વાકયનો અર્થ તે સારી પેઠે સમજતી હતી. તે કોઇની વાત ઉપર લક્ષ નહિ આપતાં પોતાનું કામ પાર પાડવા માટે વધારે યત્નવાન થઈ. શેરીફ તેની આ મહેનત કરેલી બરબાદ જશે એવું ધાર્યા છતાં પણ તેને મદદ આપવામાં પાછો હઠયો નહિ. ફ્રાઇ અને

તેની સોબતણો શેરીફની સાથે એક રવિવારે કેદખાનામાં આવી, ત્યારે શેરીફે કેદણોને પૂછ્યું કે, "તમારા ભલાને માટે જે નિયમો કરવામાં આવશે, તે પ્રમાણે તમે કામ કરશો કે નહિ?" તેના ઉત્તરમાં સૌએ એક અવાજથી કૃતજ્ઞ ચિત્તથી કહ્યું, "તે જે આજ્ઞા કરશે તેનાથી ઉલટા અમે કદી પણ ચાલીશું નહિ." શેરીફે તેઓને એ ત્રણ વિષયનો ખુલાશો પૂછ્યા પછી ફ્રાઈ અને તેની સોબતણોની તરફ નજર કરીને કહ્યું, "આ જુઓ તમારા ઉપયોગની વસ્તુઓ અહીં તૈયારછે, હવે ધારેલા કામમાં મંડો."

દયાશીલ સ્ત્રીઓએ કેદખાનામાં પૂરાયલી કેદણોને કેટલીક પંક્તિમાં વહેંચીને તેઓને પાના રમવાની, દારૂ પીવાના સોગન ખાવાની અને જોવા આવનારની પાસેથી ભીખ માગવાની મનાઇ કરી અને તેઓની રખવાળી કરવા માટે એક ઉપરી મુકરર કરી દરરોજ સવારે બાઇબલમાંથી ઉપદેશ આપવાનો બંદોબસ્ત કર્યો. અઠવાડિયામાં ફ્રાઈ એક દિવસ અને તેની સોબતણો તથા રખવાળણ છ દિવસ સુધી ઉ-

પાસનાનું કામ કરતી હતી. આવી રીતે ફ્રાઇની કોશિશથી કેદી સ્ત્રીઓનાં દુઃખ દુર થવા લાગ્યાં.

ફ્રાઈ પ્રેમની ખાતર ઉપર લખેલા કામમાં લાગી હતી ખરી, પરંતુ તે એવું તો દુઃખજનક કામ થઇ પડયું હતું કે, તેણે એક ઠેકાણે સ્પષ્ટ લખ્યું છે કે, "હું ધારૂં છું કે હું હાલ સખ્ત વાયુના ચક્કરમાં પડી છું." ફ્રાઇ અને તેની સોબતણોએ અઢાર મહીના સુધી ઘણો યત્ન તથા પરિશ્રમ કરીને કેદણોની અવસ્થા એવી તો સારી કરી હતી કે પ્રતિષ્ઠિત અને મોટા હોદ્દેદારો, વિદ્વાનો અને ધનવાન માણસો તેમજ વિદેશના મુસાફરો તે સાંભળીને આશ્ચર્ય થઇને તે ફેરવાયલી અવસ્થા જોવા માટે ટોળે ટોળાં કેદખાનામાં આવવા લાગ્યાં. જ્યારે ફ્રાઈ કેદીઓને ઉપદેશ આપતી હતો ત્યારે સર્વે તેના મધુર અને મૃદુ સ્વરથી નીકળતાં વાકયો સાંભળીને એટલાતો આનંદિત થતા કે, જાણે પોતે ઉત્તમ કાવ્ય વાંચતા હોય અથવા નાના પ્રકારના સુમધુર વાજીંત્રની સાથે ગીત ગાતાં સાંભળતાં હોય એવું તેમને ભાસતું હતું. એક મહાકુલ-

વાન પુરૂષે ત્યાંનો ઉપદેશ સાંભળીને કહ્યું હતું કે, "ન્યુગેટ કેદખાનામાં ફ્રાઇનું ભાષણ સાંભળતાં એમ લાગ્યું કે હું કોઈ નાટકશાળામાં આવીને એક કરૂણા-રસના ઉદ્દીપકના હકની ક્રિયા થતી જોતો બેઠેલો છુ."

ઉપર લખેલી રીતે ફ્રાઇના જસની સુગંધ ચારે બાજુએ વિસ્તાર પામેલી જોઇને તે દિલગીર થઇ હતી અને ઉપર કહેલી દુઃખી સ્ત્રીઓનાં દુઃખ દૂર કરવાનો જે યત્ન કરતી હતી તેથી છેટે રહેવાની ઈચ્છા તેના મનમાં ઉદય પામી. નિઃસ્વાર્થ દયાશીલના મનની ગતિ આવીજ હોયછે.

કેદણો અને તેમનાં છોકરાંએ એક વર્ષમાં વીશ હ-જાર પહેરવાનાં વસ્ત્રો તૈયાર કર્યાં હતાં. તેઓ પહેલાં જંગલી પશુ જેવાં જણાતાં હતાં, તે હાલ શાંત, દીન, દયાવાન અને મહેનતુ થઈ પડ્યાં હતાં. તેઓમાંની એક સ્ત્રીનું ચરિત્ર એવું તો સુધરી ગયું હતુ કે, તે કેદ-ખાનામાંથી છુટી થઇ એટલે થોડી મુદતમાં એક પ્ર-તિષ્ઠિત માણસની જોડે તેનું લગ્ન થયું હતુ.

ફ્રાઇનાં મધુર વાક્ય અને કરૂણા તથા વિનયવાળા

વ્યવહારને માટે તેના ઉપર કેદણોની શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિ કેટલી વધી હતી તે નીચે લખેલા બે દાખલાથી જણાશે.

ફ્રાઇએ એક દહાડો સાંભળ્યું કે, કેદણોમાંથી કેટલીક કેદી સ્ત્રીઓ આજ્ઞા લોપીને જુગાર રમવામાં પાછી લાગી છે. ફ્રાઇએ સર્વને પોતાની સામે આવવાનું કહ્યું, એટલે તેઓ આવીને ઉભી રહી. તેણે અતિ વિનીત અને દીન વચનથી જુગારને માટે તિરસ્કાર દેખાડયો અને કહ્યું કે, "તમે જો ઇચ્છાપૂર્વક મારી પાસે તમારાં પાનાં લાવશો તો મારા ઉપર તમારો કેટલો પ્રેમ છે તે હું સમજીશ." તેઓએ ઉપલાં વાકયો સાંભળીને અનુતાપિત ચિતથી પાંચ જોડી પાનાં તેની આગળ લાવી હાજર કર્યાં.

એક કેદણ એક દિવસે ફ્રાઇને લક્ષીને બોલી હતી કે, "ઇશ્વર કરે ને તેનું ભલું થય; તે જે દિવસથી આ કેદખાનામાં આવવા લાગી તે દિવસથી આ કેદખાનું પવિત્ર થયું છે. આપણું ભલું કરેછે, આપણે સર્વે પરમેશ્વરની આગળ તેની મંગળ પ્રાર્થના કરીએ."

આ બોલનારી કેદણ પહેલાં ઘણી ખરાબ સ્વભાવની હતી.

ફ્રાઈ ફક્ત કેદણોની પ્રીતિને પાત્ર હતી એટલુંજ નહિ પણ એમ કહેવામાં આવે છે કે તેઓ દોષી તથા અપરાધવાળી હોય ત્યારે તેમને તેમના ઉપરીની પાસે આણવી તેના કરતાં તેની આગળ લઇ જવી એ તેમને વધારે ભયાનક જણાતું હતું. શ્રદ્ધા, ભક્તિ અને પ્રીતિના ઉદ્દેષથી આવું ફળ ઉત્પન્ન થાય છે.

હવે કેદીઓની ઉન્નતિનું એક વૃત્તાન્ત નીચે આપવાંમાં આવે છે.

જે અપરાધિ સ્ત્રીઓને દેશ નીકાલ કરવામાં આવતી હતી તેઓ વહાણમાં ચઢવાની વેળાએ ઘણીજ ખરાબ નિર્લજ ચાલ ચલાવતી હતી. તેઓ પોતાની વસ્તુઓ ભાગી નાંખતી, કપડાં વગેરે ફાડીને મેલાં કરતી તેમજ નાશ કરતી. જતી વેળાએ રસ્તામાં મોટી બુમ બરાડા પાડતી, કોઈ કોઈ તો ગધેડાના ભૂંકવાની પેઠે હસવાની સાથે નિર્લજ રસને ઉદ્દીપન કરવાવાળી ઠઠ્ઠા મશ્કરી કરતી હતી. આવી રીતે ધિક્કારવાયોગ્ય વ્યવહાર કરવાથી તેઓને વહાણ ઉપર

ચ્હાવીને એક એક ઓરડીમાં બે જણીને બાંધી રાખતા હતા. પરંતુ જેઓ ફ્રાઇની આગળ શાખીને દેશ નીકાલ થતી હતી, તેઓ જતી વેળાએ રસ્તામાં જૂદી જૂદી ટોળીમાં વેંચાઇને લોઢાની સાંકળોથી નહિ બંધાતાં, બાઇબલ હાથમાં લેઇને વગર અવાજે વહાણ ઉપર ચઢતી હતી. વહાણ ઉપર રહેવાની વેળાએ તેઓ પરિશ્રમ કરી કાળ ગાળે એટલામાટે ફ્રાઇ તેઓને શીવવા ભરવાના ઉપયોગની વસ્તુઓ આપતી હતી. પછી તે વહાણ ઉપર તેઓની પાસે જઇને સુમધુર અવાજથી બાઇબલમાંથી ઉપદેશ આપતી અને પરોપકારને માટે બળવૃદ્ધિ આપવા માટે જગત્ પિતા, જગત્માતાની આગળ પ્રાર્થના કરતી હતી. તેનો ધર્મોપદેશ અને પ્રાર્થના સાંભળીને અપરાધિનીઓની આંખમાં પાણી આવતાં હતાં. અને ભક્તિપૂર્વક તેની તરફ પ્રેમદૃષ્ટિથી તેઓ જોતા હતા. જે ખારવાઓ અને બીજાં માણસો વહાણ ઉપર આ નવો બનાવ જોવા માટે વહાણના જૂદા ભાગમાંથી આતુરતા સાથે જતા હતા, તેઓ ફ્રાઇનાં ભક્તિ રસ

વાળાં મધુર વાક્યો સાંભળીને અદ્દ્ભુત રસમાં નિમગ્ન થઇને સ્તંભિત થઇ જતા હતા.

ફ્રાઇ ઉપલો બનાવ બન્યા પછી અપરાધિનીઓને વહાણ ઉપર ચઢાવવાનો બંદોબસ્ત કરવાની સારી વ્યવસ્થા કરવા માટે જીવતોડીને યત્ન કરવા લાગી. તેના ઉપર લોકોની એવી તો શ્રદ્ધા અને પ્રીતિ ઉત્પન્ન થઇ હતી કે, એક માણસ તેને એક દિવસે એક વહાણ ઉપરથી ઘેર આવતી જોઇને બોલ્યો, "ફ્રાઇને જોતાંજ પ્રીતિનો ઉદય થાય છે, તેનાં વાક્યો સાંભળ્યાથી સિદ્ધ થાય છે કે, સ્વર્ગલોકમાં કોઈ દૂત તેનો ઉપદેશ પાળવાનો અમને હુકમ આપી એમ કહે છે કે તેનો ઉપદેશ પાળવાથી તમે આ લોકમાં પાપની આસક્તિથી છુટશો અને ચિરકાલને માટે જગત્ પિતાની પ્રીતિમાં બંધાશો."

ફ્રાઈ કેવળ દયા ગુણમાંજ ગુણવાન નહોતી; ઇશ્વરના ઉપર પણ તેની ભક્તિ ઘણીજ બળવાન હતી. તેને લીધે તે વખતો વખત ધર્મ પ્રચાર માટે ઈંગ્લંડ તથા સ્કૉટલંડના જૂદાં જૂદાં સ્થળોમાં જતી હતી.

પરોપકાર સાધન અને પોતાના અવલંબિત ધર્મપ્રચાર માટે જૂદા જૂદા માણુસોની સાથે પત્ર વ્યવહાર રાખતી હતી.

ઘણુંકરીને સ્ત્રીઓનો પુત્ર ઉપર સ્નેહ બીજી બધી વૃતિયોના કરતાં વધારે પ્રબલ હોય છે; પરંતુ ફ્રાઇનો પુત્ર સ્નેહ દયાના કરતાં વધારે પ્રબલ નહોતો. તે એક વેળાએ પોતાનો એક પ્રિયપુત્ર ઘણો માંદો હતો અને વરસાદ વરસતો હતો, તે છતાં પણ દયાના વશીભૂત થઇને એક વહાણમાં બેઠેલી અપરાધિનીઓની પાસે ગઈ હતી, ને ત્યાંનું કામ પૂરૂં કર્યા પછી વરસાદમાં પાછી ફરી હતી.

ઉપર લખેલાં કાર્યોથી ફ્રાઇનો યશ ધીરે ધીરે યુરોપમાં ફેલાવા લાગ્યો. ધર્મનીતિ અને કવિતા લખનારાઓ તેનું યશ ગાવામાં પ્રવૃત થયા. પારિસ, બર્લીન, આમસ્ટરડામ, ટુરિન, સેન્ટ પિટર્સબર્ગ વગેરે નગરોની પ્રતિષ્ઠિત કુલની સ્ત્રીઓએ ફ્રાઇનો અભિપ્રાય લઇને "લેડિઝ કમીટી" નામની દરેક ગામમાં એક એક સભા સ્થાપી. રૂશિયાની મહારાણી ફ્રાઇના

લખેલા વાયુરોગ દૂર કરવાના પત્રો વાંચીને આનંદિત થઇ. તેના ઉપર મહારાણીની એવી શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી કે, તે એક વેળાએ બોલી હતી કે, "તે ગુણવાન્ સ્ત્રીને રૂશિયામાં જોવાની મારી ઘણી ઇચ્છા થાયછે." પાર્લામેન્ટ જેવી મહાસભામાં માર્કુઇસ આફ લાંડસોન નામના એક પુરૂષે તેના ગુણની વ્યાખ્યા કરી હતી. એક દિવસે મહારાણી શાર્લટની સાથે મનસુન્ હાઉસ નામના રાજમહેલમાં ફ્રાઇની મોલાકાત થઈ હતી. મહારાણીએ પોતાના દયા ગુણથી તેની જોડે વાતચીત કરી હતી. તે વેળાએ સભા ગૃહમાં આવેલાં માણસોએ આનંદાનુભવ કર્યો હતો તેનું નીચે વર્ણન કરીએ છીએ.

સેંકડો ગરીબ છોકરાંઓ જૂદી જૂદી નિશાળમાંથી પરીક્ષા આપવા માટે સભાના વચલા ભાગમાં બેઠા હતા. જોવા આવનારાથી સભા ખીચોખીચ ભરાઈ ગઇ હતી. પીછાંવાળી અને હીરાથી જડેલા મુકુટ વાળી સ્ત્રીઓ તેમજ તેમના વરો યથાસ્થાનમાં બેઠા હતા. આવી રીતે આનું દીવાનખાનું ભરાઇ

ગયું હતુ અને બધા મહારાણીની વાટ જોવા લાગ્યા. એટલામાં સર્વ મોટા મોટા પાદરીઓથી ઘેરાઇને મહારાણી દિવાનખાનામાં આવી. તેના મણિ-મુક્તાદિ અલંકારથી ભૂષિત કોમળ વદનમાં ક-રૂણાની મૂર્તિ પ્રકાશ થવા લાગી. તેની સામે મોટા અવયવની સામાન્ય પૂછડાવાળી શાન્તસ્વભાવની મધુર બોલનારી એલીઝાબેથ ફ્રાઇ આવીને વાતચીત કરવા લાગી. તેઓને આવી રીતે વાતચીત કરતી જોઇને સર્વે આનંદિત અતઃકરણથી એકમેકમાં હળવે હળવે તેઓની સુખ્યાતિ ભણવા લાગ્યાં. થોડીવારમાં એકીવારે તાળીઓ તથા પ્રશંસા ધ્વનિની જોડે તે-ઓના તરફ સન્માન દેખાડવા લાગ્યાં. શાર્લટ મ-હારાણી હોવાછતાં વિનય ભાવથી ફ્રાઇના ઉપર સંતોષ દેખાડતી હતી, તે જોઇને સઘળાઓ પુષ્કળ સુખામૃતપાન કરતા હતા.

ફ્રાઇનો યશ વિસ્તાર પામ્યો હતો, તેથી તેને અપ્રકાશ રૂપથી પરોપકાર કરવાની ઇચ્છા ત્યાગ ક-રવી પડી હતી. જ્યારે કોઇ સાધારણ હિતજનક

કામનો આરંભ તથા ચર્ચા થતી ત્યારે તે કાયિક પરિશ્રમ તથા સારી સલાહો આપીને તેમાં વિશેષ રૂપથી યત્ન પ્રકટ કરતી હતી. તેણે ફાંસીની સજા કાઢી નાંખવા માટે તેમજ ગુલામ વેચવાનું બંધ કરવા માટે ઘણો પરિશ્રમ કર્યો હતો. હારિયટ સ્કેલ્ટન નામની એક સ્ત્રી દૂષિત પ્રેમાનુરાગને લીધે અપરાધી થયાથી તેને ફાંસીએ ચઢાવવાની આજ્ઞા થઇ. ફ્રાઇએ તે સજા ના મંજુર કરાવવા માટે બે ઘણા પ્રતિષ્ઠિત માણસોની મદદથી પ્રાણ તોડથી કોશિશ કરી હતી, પરંતુ તેમાં તે ફતેહમંદ થઈ નહિ.

સુખદુ:ખથી ભરપુર આ જગતમાં શત્રુ વગર રહેવું એ કોઇને પણ સંભવતુ નથી. ફ્રાઇ ફક્ત શરીરે, શોકાતુર હૃદયથી પરોપકાર સાધનવ્રત પાલવામાં યત્નવાન થયા છતાં પણ અદેખાઇ, બીજાનું સારૂં જોઇને બળતરા ઉત્પન્ન થવી, એના ઘેરાથી તે બચી શકી નહોતી. આહા! રોગમાં પડ્યા છતાં પણ જેનું અન્તઃકરણ પરદુ:ખ દૂર કરવામાં આતુર થઈ રહેલું હતુ તેની જોડે માણસો કેવા હૃદયથી વેર લઇ શકેછે?

ધન્ય સંસાર! તારૂં રાજ કેવું ભયાનક છે? જ્ઞાનના પ્રકાશથી પ્રકાશવાન ધર્મપ્રિય પૂર્વતન આર્યો તારા રાજની અવસ્થા જોઈને વૈરાગ્યનું અવલંબન કરી એકાન્ત જગાએ બેશીને જગત્ પિતા માતાની આરાધના કરતા હતા.

કોઈ એક વેળાએ સમુદ્ર કિનારા ઉપરના બ્રાઇટન શહેરમાં માંદી પડી હતી. અને આખી રાત દુઃખને લીધે ઉંઘી નહોતી તથા સવારના પોહરમાં અરૂણોદયની શોભા જોવા માટે બારી ઉઘાડીને બેઠી હતી. ત્યાંથી સમુદ્ર કિનારા ઉપર નિર્જનવાસી ચોકીદારો ઉપર તેની નજર પડી. તરત દવા તથા ચિંતાએ તેના મનોરાજ ઉપર અધિકાર કર્યો. અને દર્દની બળતરા જતી રહી; થોડીવાર પછી દયા તથા વિચારથી ઉત્તેજક થઇને સમુદ્ર કિનારા ઉપરના ચોકીદારોનાં દુઃખ દૂર કરવાનો ઉપાય શોધવા લાગી. નિર્જનાવસ્થામાં બમણાં સુખદાયક પરમપ્રિય મિત્રની ખોટમાં પુસ્તકના જેવું બીજું કોઈ નજરે પડયું નહિ, તેથી કોઇ તે મિત્રને (ચોપડીને) ચોકીદારોના

હાથમાં આપવા તૈયાર થઈ. તે અથાક યત્નથી નવ વર્ષ પછી એ કામમાં પાર પડી. તેણે ગ્રેટબ્રિટનના સમુદ્ર કિનારા ઉપરના ચોકીદારોની બરાકોમાં પુસ્તકાલય સ્થાપન કર્યાં. અને તે પુસ્તકાલયમાં હઠી હજારથી વધારે પુસ્તકો આપવામાં આવ્યાં. ફ્રાઇ! ધન્ય તમારો યત્ન! ધન્ય તમારી બુદ્ધિ!

ફ્રાઈ ઈ. સ. ૧૮૨૭ માં **આયર્લંડમાં** ધર્મપ્રચાર માટે પોતાના ભાઇ અને ભોજાઇને જોડે લઇને ગઇ. ત્યાંના કેદખાના, હાસપીતાલો શિલ્પકાર્યાલય તથા જૂદી જૂદી સભાની અવસ્થાની ચઢતી કરવામાં મશગુલ રહી. **આયર્લંડથી** પોતાના મુકામ ઉપર આવતી વેળાએ રસ્તામાં એક પ્રકારનો તાવ તેને લાગુ પડયો; તેથી તે ઘણા દિવસ સુધી આજારી રહી અને બહુ કષ્ટ ભોગવ્યું.

જેણે આખા આયુષ્ય પર્યન્ત ખાવાપીવા પહેરવા ઓઢવામાં રહેવામાં, ગાડી ઘોડા ઉપર ચઢવામાં વગેરે પુષ્કળ શાહેરો તથા ગામોમાં રહેવામાં કદી કોઇ પ્રકારનું દુઃખ ભોગવ્યું નહોતું, ઉલટું તે તમામ વિષ-

વનું સુખ ભોગવ્યું હતુ તેને અકસ્માત્ ગરીબાઇના કઠોર હાથમાં સપડાવ્યાથી કેવી રીતનું ક્લેશ ભોગવવું પડેછે, તે તેજ કહી શકેછે. ઇશ્વર કરેને અમારા શત્રુઓને પણ તેવી હાલતમાં પડવું ન થાય. પરંતુ આ લખતું હૃદયને દુઃખકાર જણાયછે કે, ઐશ્વર્યસુખ ભોગિની, દયાશીલા, પરોપકારિણી સ્ત્રાઇ તેવી અવસ્થામાં પડી હતી. તેના સ્વામીએ વેપારમાં ઘણી નુકશાની ખમી હતી તેથી ગરીબ અવસ્થામાં આવી પડયો. આહા! દુઃખની વેળાએ ઉપરાસાપરી દુઃખો આવી પડેછે. એક બાજુએ ધનનું કષ્ટ હતુ તેમાં વળી માંદી પડી. તેમાં વળી પુત્ર અને પુત્રની સ્ત્રી ભારે રોગમાં સપડાયા! પરંતુ તે અપરિમેય બુદ્ધિ મંગળદાતા અખિલ પોતાની બુદ્ધિ કૌશલને કોણ સમજી શકે? તે ક્યિા શુભાભિપ્રાયથી આપણી કેવી અવસ્થા ફેરફાર કરેછે તે આપણે ધૂળવાળા શરીરના પિંજરામાં રહેનારા અંધકાયા થયલા શું સમજીએ? વિશુદ્ધ ચિત્તવાળી સ્ત્રાઇએ દુઃખની વેળાએ મનમાં વિચાર કર્યો કે, "જથા ખુશી ભોગવવાથી આ દુઃખ

પડયું છે, હૃદય અને મન પવિત્ર થાય તેને માટે ઇશ્વરે દુઃખ આપ્યુંછે." ઇશ્વિર પ્રેમમાં મગ્ન થવાને લીધે મનની ગતિ આવી રીતની થાય છે.

સન ૧૮૩૧ માં આપણી મહારાણી વિકટોરિયાની સાથે ફ્રાઇની મુલાકાત થઈ તે વેળાએ રાજકુમારી વિકટોરિયાએ રાજભાર લીધો નહોતો. તેના ઉપર જેટલું જોઇએ તેટલું સન્માન દેખાડયું. તે સાલમાં તેની સાથે બીજી રાજમહિલાઓની મુલાકાત થઇ હતી. સર્વેએ તેની સાથે સ્નેહ અને માનપૂર્વક વાતચીત કરી હતી. ફ્રાઇએ એક ઠેકાણે લખ્યું છે કે, "ઉપર લખેલી મહા પ્રતિષ્ઠિત સ્ત્રીઓની જોડે વાત ચીત કરતી વેળાએ જેવી રીતે હું ઘણું કરી ને સહજ વાત કરૂં છું, તેવી રીતે વાત કરતી હતી; તોપણ તેઓના પ્રત્યે યોગ્ય સન્માનાદિ પ્રકાશ કરવામાં મેં ઓછાપણું કર્યું નહોતું."

ઇ. સ. ૧૮૩૨ માં તે પોતાની પ્રિય ઇચ્છા પૂર્ણ કરવા માટે પાછી આયર્લંડમાં ગઇ હતી. ઈ. સ. ૧૮૩૩ માં જાર્સે તથા ગર્નસી દ્વીપમાં થોડા વખત

રહી ત્યાંની રોગાલય અને કેદખાનાની સ્થિતિ સુધારી અને ઠેકાણે ઠેકાણે દરિદ્રનાં દુઃખ નિવારણ સભા સ્થાપવામાં પ્રવૃત્ત થઇ.

ઇ. સ. ૧૮૩૪ અને ૧૮૩૬ માં તે પાછી આયર્લંડ અને સ્કાટલંડમાં ગઇ. ત્યાં રહીને બીજા વિષયની ઉન્નતિની સાથે કેદખાના ચઢતી દશામાં આણવા માટે યત્ન કરવામાં મંડી હતી.

જાનેવારી ૧૮૩૮ માં તે યુરોપના જૂદા જૂદા દેશની મુસાફરીએ નીકળી જર્મની, ડેનમાર્ક, સ્વિટ્ઝર્લંડ, હાલંડ, પારિસ, પ્રશિયા વગેરે ઠેકાણે જઇ ત્યાંના રાજા તથા રાણીઓની મુલાકાત કરી. પારિસની કેદણોનાં દુઃખ દૂર કરવાનો યત્ન કરવા લાગી. તેના પરિશ્રમથી ડેનમાર્કના કેદખાનાના ઓરડાઓ મોટા કરવાની અને કેદીઓને જૂદી જૂદી પંક્તિમાં વેંચી નાંખવાની રીતિ સ્થાપન થઇ. ડેનમાર્કની રાણીએ તેને ઘણું માન આપ્યું હતું. તે પોતાના મહેલથી પાંચ કોશ સુધી જઇને પૂર્વકમનનો તે પોતાના શહેર લાવી હતી. આવ્યા પછી રાણીએ

સ્થાપેલી એક અનાથ વિદ્યાલયનાં છોકરાંની જોડે ફ્રાઈ પોતાના મધુર સ્વરથી વાત કરવા લાગી. જર્મનીનો એક રાજકુમાર તેનું ડેનમાર્ક ભાષામાં ભાષાન્તર કરાવવા લાગ્યો. ભાષાન્તર કરનાર તેની વાક્શક્તિના પ્રભાવથી ઘણો મોહિત થયો હતો.

ફ્રાઇએ આવી રીતે પ્રાણ તોડીને પરોપકારમાં જીવનનો વધારે ભાગ ગાળ્યો. ઇ. સ. ૧૮૪૫ માં તેની તનદુરસ્તી ખરાબ થયલી જાણીને પુષ્કળ મનુષ્યો દુઃખિત થયા. યુરોપના જૂદા જૂદા દેશના પ્રોટેસ્ટન્ટ ધર્મનાં દેવળોમાં તેની આરોગ્યતા માટે જગત પિતાની પ્રાર્થના થવા લાગી. અન્તે તા. ૧૩ મી અકટોબર ૧૮૪૫ માં તેનો મંદવાડ ઘણો વધી પડ્યો. તેણે પોતાની ખબરદારી રાખનારી દાઇને સંબોધીને કહ્યું, "ઓ મેરિ! મેરિ! મને ઘણું અસુખ જણાયછે. મારે માટે ઇશ્વરની આગળ પ્રાર્થના કર, મને ઘણું દર્દ થાય છે, પરંતુ મારા આત્માને ભય નથી." ત્યાર પછી તેની એક છોકરીએ ધર્મ પુસ્તકમાંનો કેટલોક ભાગ વાંચવાનો આરંભ કર્યો. વાંચવાની વેળાએ ફ્રાઇ

અતિ મૃદુ તોપણ સ્પષ્ટ સ્વરથી બોલી, "હે પ્રભો! તમારી દાસીની રક્ષા કરો"! આટલું બોલીને તે હમેશને માટે મોહનિદ્રામાં સૂતી. તેવી સ્થિતિમાં તેર દિવસ પર્યન્ત આત્મ મંડળ ભાઇ વગેરેને શોકમાં નિમગ્ન કરી તા. ૧૬ મી અકટોમ્બર ૧૮૪૬ ને દિવસે આ લોક છોડીને જતી રહી.

તે મૃદુની પથારીમાં સૂતી સૂતી પોતાના એક પ્રિય મિત્રને તેણે કહ્યું હતુ કે, જ્યારથી સતર વર્ષની ઉમ્મરથી મારા અન્તઃકરણમાં ઇશ્વરાનુરાગ પ્રવેશ થયો હતો, ત્યારથી હું તનદુરસ્તીમાં કે રોગી હાલતમાં કેવી રીતે મારા પ્રભુનું ધારેલું કામ કરી શકાશ, એ મનમાં નહિ લાવતાં હું કદી પણ પથારીમાંથી ઉઠતી નહોતી." આહા! ફ્રાઇ! તમનેજ ધન્ય છે! તમારા અન્તઃકરણમાં ખરેખર ઇશ્વરનો પ્રેમ પ્રવેશ થયો હતો, તેને લીધે તમે જનમંડળની લક્ષ્મીરૂપે થયાં હતાં.

---

# મીસ વિનિગ.

મીસ વિનિગ ઇંગ્લંડમાંના એક્સ જીલ્લામાં જન્મી હતી. એનો પિતા ઘણોજ ગરીબ માણુસ હતો; માતા થોડું લખતાં વાંચતાં જાણતી હતી, પરંતુ રૂપવાન તરીકે તે સર્વત્ર પ્રખ્યાત હતી. ગરીબના ઘરમાં આવું આશ્ચર્યકારક રૂપ ઘણું કરીને જોવામાં આવતુ નથી. ઇંગ્લંડ અતિ નાનો દ્વીપ માત્ર છે. આખા હિંદુસ્તાનની જોડે સરખાવતાં એ અતિ સામાન્ય સ્થાન તરીકે જણાશે, પણ એ નાના સ્થાનમાં પુરૂષ અને નારી જાતિમાં એવા એક એક અસાધારણ મનુષ્ય થયા છે કે• મહાવિશાળ રાજમાં પણ ઘણું કરીને તેવા જોવામાં આવતા નથી. નાના સરખા ઇંગ્લંડને એ કંઇ થોડો ગૌરવનો વિષય નથી. કુમારી વિનિગ ઇંગ્લંડનું એક અપૂર્વ અલંકાર છે. જુના વર્ત્તમાન પત્રો, ચોપાનિયા અને રાજકીય રીપોર્ટમાંથી પરિશ્રમ કરીને વિલિયમ ઉશાર્ટ નામના એક પાદરીએ એના જીવન ચરિત્રનું નાનું પુસ્તક પ્રકટ કર્યું છે,

એ ઉપરથી અમે કંઇક વર્ણન લખીએ છિયે. આ-ગળ લખી ગયા છિયે કે, વિનિગની માતા ઘણીજ રૂપવાનમાં ખપતી હતી, તે એકમાત્ર કન્યા જન્મ્યા પછી વિધવા થઈ; વિધવા થયા પછી તેણે ફરી લગ્ન કર્યું નહોતુ.

કુમારી વિનિગની સચ્ચરિત્રતા, શરીરનું રૂપ અને વિશ્વજનીત ઉદાર પ્રેમ જોઇને તેની યુવાવસ્થામાં ઘ-ણાકોએ પરણવાને માગાં મોકલ્યાં. વિનિગે સર્વનું કહેવું કબૂલ કર્યું નહિ. તેણે દેશહિતકરકાર્યમાં પોતાના જીવનને એવું તો ઉત્સર્ગ કર્યું હતુ કે બીજા વિષયનો વિચાર કરવાની તેને ફુરસદ મળતી નહોતી. એની કામ કરવાની રીતિ આવી હતી:—તે દર શનિવારે ગરીબ બાળિકાઓનાં વિદ્યાલયોમાં ધર્મનીતિ, ગણિત અને સાહિત્ય શીખવતી હતી. રવિવારે ધર્મ પ્રચાર કરતી હતી અને મગળવારે મજુરોનાં બાળકોને કારી-ગરીનું કામ શીખવતી હતી. બુધ બ્રેસ્પત અને શુકર વારે તે દુઃખિની સ્ત્રીઓનાં કષ્ટ દૂર કરવામાં રોકાતી હતી, અને રાત્રે બસતી એટલે કસબણોને સદુપદેશ

આપતી હતી. શોમવાર શિવાય અઠવાડિયામાં તેને ફુરસદ મળતી નહોતી. જેમ તે પરિશ્રમ કરતી હતી તેવી તે ખાવામાં કુશળ હતી. એથી પહેલાં લોકો તેના ચરિત્ર વિષયમાં સંદેહ કરતા હતા. પછી આખરે તેને ખરેખરી બાળિકા (નેચર્લગર્લ) તરીકે સનમાન આપી ગયાછે. ઘણાકો એમ પણ કહેતા હતા કે, "એ સ્વર્ગની કન્યા છે, આ દુનિયાની કોઇપણ વસ્તુથી તેની પ્રકૃતિ બની નથી." વિનિગ સુરામાં તથા ધુમ્રપાનમાં ઘણીજ વિરક્ત હતી. તે બાળક અને બાળિકાઓની એટલી તો પ્રિય થઇ પડી હતી કે, જ્યારે તે માર્ગમાં નીકળતી હતી, ત્યારે બાળક બાળિકાઓ ખાવાનું પડતુ મૂકીને તેની સામે આવીને ઉભાં રહેતાં હતાં. તે છોકરીઓને ખ્રિસ્તમાસ પર્વ-માં મિષ્ટાનો અને છબીઓ આપતી હતી અને બા-ળકોને સાથે લઇને પહાડની શોભા દેખાડતી હતી. વિનિગનો પોશાક અતિ સામાન્ય હતો. પોતાના સુ-ખને માટે કદી કોઈ પ્રકારનો યત્ન કરતી નહોતી. જે કંઈ મેળવતી તે પારકાના મંડળને માટે વિશેષ ક-

રીતે ગરીબ દુઃખી જનોને માટે વગર સંકોચે ગુપ્ત રીતે ખર્ચ કરતી હતી. તે માંદાનું ઔષધ લંગડાની લાકડી, આંધળાની આંખ, અને ગરીબનું ધન તરીકે ગણાતી હતી. તેના શ્રમથી કેટલાક પાપી પરિત્રાણ પામ્યા હતા અને કેટલાક જુલમખોરાઓએ શાન્ત પ્રકૃતિ મેળવી હતી. ટૂંકામાં આવું દૈવદુર્લભ મનુષ્ય જન્મ ઘણાજ થોડાં લોકો મેળવે છે. આશ્ચર્ય નો વિષય એ છે કે, ચરિત્ર સ્વભાવ, આચાર, વાતચીત, વ્યવહાર, શરીર, મન અથવા કોઈપણ વિષયમાં આજ સુધી કોઇ તેના વિરૂદ્ધમાં એક પણ વાક્ય બોલવાને હિમ્મતવાન થયા નથી. આહા! એવું સૌભાગ્ય કેટલા માણસને હોય છે? આવી આદર્શ સ્રીશું અનુકરણ કરવા જેવી નથી?

મૃત્યુ થવાની ત્રણ વર્ષ આગમજ કુમારી વિનિગે એક નીતિની નિશાળ સ્થાપવાની ઈચ્છા પ્રકાશ કરી હતી. એ વિષયમાં તેણે એક જાહેર સભામાં ભાષણ આપ્યું હતું. એ ભાષણ એવું તો મનને ખેંચનારૂં હતું અને એવું તો પ્રેમરસથી પૂર્ણ હતું કે

તે વેળાના રાજાના કાનમાં અથડાયું અને પારલામેંટના સભાસદોએ એનાથી ઘણોજ આનંદ પ્રકાશ કર્યો. તેનો ઉદ્દેશ પાર પાડવાની મદદ દાખલ રાજકોઠારમાંથી ત્રણ હજાર રૂપીઆ મંજુર થયા હતા; પરંતુ કુમારી એ કાર્ય પૂરૂં કરી શકી નહી. તેના મરણ બાદ એની ચર્ચા એકીવાર બંધ થઇ ગઇ. વિનિગે ઇંગ્લંડમાં સર્વથી પહેલાં પશુઓનું "ઘાતકીપણું અટકાવવાની મંડળી સ્થાપવાની દરખાસ્ત કરી હતી.

---

## મારગારેટ.

અમેરિકામાં મરસર નામનો એક ગવરનર રહેતો હતો. કેટલીક મુદત પછી તેણે સરકારી કામ છોડી દઇને ખેતીવાડી કરવાનો આરંભ કર્યો. અમેરિકામાં ઘણાકો આફ્રિકાથી આણેલા હબસી ગુલામો પાસે ખેતી કરાવતા હતા. એ સઘળા ગુલામો વેચાતા લેતા હતા. તેઓને ખાવા પીવાનું પહેરવા હોડવાનું

આપવું પડતું હતું પણ પગાર આપવો પડતો નહો-
તો. મરસરને એક કન્યા હતી; તેનું નામ મારગારેટ
હતું. તે બાપના મૃત્યુ પછી તમામ દોલતની ધણી-
આણી થઈ. તે કેવળ પરહિતમાં રત રહેતી હતી.
પહેલાં તેણે જોયું કે પોતાના તાબામાં ઘણા ગુલામો
છે, તેઓને વેચાતા લેવામાં ઘણું ધન ખરચાયું હતું,
પણ માણસે માણસને ગુલામ કરવા એ પાપ છે; પા-
પકર્મ છોડવાથી જો પોતે ભીખારી થઈ જાય તોપણ
તે કરવું સારૂં છે. એવો વિચાર કરીને એ સ્ત્રીએ સર્વ
ગુલામને છોડી મૂક્યા. તેઓએ છુટયાથી તેને ઘણો
આશીર્વાદ આપ્યો. મારગારેટની ઘણી આવક થતી
હતી પણ હાલ તે સર્વ જતી રહેવાથી તે મહેનત
મજુરી કરીને પોતાનો ગુજરો કરવા લાગી. તેણે
છોકરીઓની નિશાળ સ્થાપી હતી અને તેઓ પરમેશ્વર
ઉપર પ્રેમ કરે એવો ઉપદેશ આપવા લાગી. એવી
રીતે તે પચીસ વર્ષસુધી પરોપકાર કરીને મરણ પામી.

---

( ૩ )

# કર્તવ્ય પરાયણ સ્ત્રીઓ.

## સ્ત્રીઓ–સ્વામીની મદદગારો

સર રાબર્ટ જાલે પોતાની સ્ત્રીની મદદથી પોતાને વેપાર વધાર્યો હતો. ગાસવાન, જે વીજળીના શાસ્ત્રીનો શોધ કરનારો થઇ ગયોછે, તેની બાયડી તેની વિખ્યાતિ મેળવવામાં મદદગાર થઇ હતી. ફ્રાન્સના પ્રખ્યાત રસાયણો લેવયસની સ્ત્રી, પતિની સાથે મળીને વિજ્ઞાનની શોધ કરતી હતી. તેની ચોપડીમાં જેટલાં ચિત્રો આપવામાં આવ્યાં છે તે તેની સ્ત્રીએ પોતાના હાથે પાડ્યાં હતાં. ડાકટર બકલાંડે જમીનમાંના પથ્થર થયલા પદાર્થોના વિષય ઉપર કેટલાંક પુસ્તકો લખ્યાં છે, તેમાં જેટલાં ચિત્ર આપેલાં છે, તે તેની બાયડીએ પાડેલાં છે. પેનીનસુલાની* લઢાઇનો

---

* સ્પેન અને પોરટુગલને પેનીનસુલા અથવા ઉપદ્વીપ કહેછે, અને ત્યાં જે લઢાઈ કરવામાં આવી હતી, તેને પેનીનસુલાની લઢાઇ કહેવામાં આવેછે.

ઇતિહાસ લખનાર સર વિલિયમ નેપિયરની સ્ત્રી જો તેને મદદ ન આપી હોતતો તે કદી પણ ઇતિહાસ લખી શકત નહિ. તે હજારો દલિલ પત્રોનાં ભાષાંન્તર કરીને તેને આપતી હતી અને તેના હાથની લખેલી ખરાબ અને કોઈ વાંચી ન શકે એવા અક્ષરોની કાપી પોતે સારા અક્ષરથી લખી આપતી હતી. ડ્યુક આફ વેલિંગ્ટને એની એ મહેનતની વાત સાંભળીને કહ્યું હતું કે, "મારે માટે એવી રીતની જો કોઇ મહેનત કરે તો હું ખુશીથી તેને બે લાખ રૂપીઆ આપું." પરંતુ આટલુંજ કર્યાથી એ સ્ત્રીના સઘળા ગુણની વાત કહેવામાં આવી શકતી નથી. તે નિયમસર ઘરનું કામ કાજ, છોકરાંછૈયાનું લાલનપાલન અને વિસ્તારિત કુટુંબની ખબરદારીમાં એક પળ પણ વિલંબ કરતી નહોતી. વિજ્ઞાનવેત્તા ફ્રારાડે અને ઇતિહાસ કર્તા નિવરની બાયડી સ્વામીનાં કામની ઘણી

---

એવી લડાઇ હાલની સદીની શરૂવાતમાં અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે ઘણા દિવસ સુધી ચાલી હતી, અને તેમાં અંગ્રેજનો જય થયો હતો.

મદદગાર હતી. પંડિત જાન સ્ટુઅરટ મિલ તેની અસાધારણ બુદ્ધિમતી બાયડીની આગળ નહિ જેવો હતો. તેણે પોતાના પુસ્તકમાં ખુલ્લી રીતે એ વિષયમાં વારંવાર કબૂલ કર્યું છે. તે જે કંઈ લખતો તે તે વિષયમાં પોતાની સ્ત્રીનો અભિપ્રાય અને સલાહ લેતો હતો. તેની જોડે તર્ક કરીને પોતાના અભિપ્રાયમાં ઘણીક જગાપર ફેરફાર કરતો તથા તે ઉન્નત કરી લેવામાં શક્તિવાન્ થતો હતો.

સર વિલિયમ હેમિલ્ટન દર્શન શાસ્ત્રમાં ઘણો પ્રખ્યાત થયો હતો. તેની પ્રખ્યાતિનું મૂળ તેની બાયડી હતી. હેમિલ્ટન અસાધારણ બુદ્ધિમાન હોવાછતાં પણ ઘણો આળસુ અને અનિયમિત હતો. તે જ્યારે દર્શન શાસ્ત્ર શીખવાડવામાં મુકરર થયો, ત્યારે ઘણાકોએ તેને વગર કામનો જાણ્યો હતો. અને તેનાથી નિયમસર કામ થશે નહિ એવી ભવિષ્યવાણી ઉચરી હતી. હેમિલટનની બાયડીએ પતિ સામેના આ આરોપ દૂર કરવાનો નિશ્ચય કર્યો. જે દિવસે જે ભાષણ આપવું પડતું હતું તેના આગલે દિવશે તે સ્વામીને

વાતચીત કરાવીને તે બાબતના તેના વિચારો સાંભળી લેઇ ભાષણના આકારમાં તે લખી લેતી હતી. એ પતિને ચહાનારીને તે કારણસર કેટલી રાત સુધી જાગરણ કરવું પડતું હતું. તેના યત્નથી પોતાનો પતિ ધારેલું કામ કરવામાં સમર્થ અને યુરોપમાં વખણાયો હતો. હેમિલ્ટન ૫૬ વર્ષની ઉમ્મરમાં પક્ષાઘાતના રોગમાં સપડાઇને વગર કામનો થઇ પડ્યો હતો. ત્યારે તેની પત્ની તેના હાથ, આંખ, મન સર્વ થઇને તેનાં પુસ્તકો લખવા અને પ્રકટ કરવા લાગી અને તેની પ્રખ્યાતિ વધારે વધવા લાગી.

પ્રાણિતત્વવિદ પંડિત હ્યુબાર ૧૭ વર્ષની ઉમ્મરમાં આંધળો થયો હતો. તેની સ્ત્રી તેની દુરવસ્થા ભૂલાવવાને અને ચિત્તને આનંદ આપવા માટે પોતે તેને પ્રાણિતત્ત્વને લગતા અભ્યાસમાં મદદ કરતી હતી. તેની આંખથી તેના જોવાની ખોટ પૂરી પડતી હતી અને તે અજાયબ થઇને બારીક બારીક વિચાર કરવામાં ગુથાતી હતી. ધીમે ધીમે પ્રાણિવિદ્યામાં તે સંપૂર્ણ થયે મધમાખોના ઉપર તેનો એક પ્રસિદ્ધ ગ્રંથ

છે. આંધળો થવાને ૨૫ વર્ષ થઈ ગયાપછી એ ગ્રંથમાં આ નાના સરખા જીવડાનું બારીકમાં બારીક વર્ણન વાંચ્યા પછી, તે પુસ્તક આંધળા માણસનું કરેલું કોઈના મનમાં આવશે નહિ. તે પુસ્તક એક તીક્ષ્ણ દૃષ્ટિવાળા માણસના બહુ દર્શન અને બહુ યત્નથી બનાવેલો વાંચનાર ધારશે. હિઉબારે છેલ્લી ઘડિ સુધી આંખ મેળવવાની ઇચ્છા કરી નહોતી. તેની બાયડીની આંખે તે સર્વ જોતો હતો.

પરદુ:ખભંજન હાઉડર જેવીરીતે લોકોનાં દુ:ખ દૂર કરવાનો યત્ન કરતો હતો, તેવીજ રીતે તેની બાયડી પણ કરતી હતી. તે પોતાના સંસારનું સુખ ભોગવતું છોડીને દુ:ખીનાં દુ:ખ દૂર કરવાને વધારે આનંદ અનુભવ કરતી હતી. એથીજ તેનો સ્વામી પરોપકાર વ્રત પાળવામાં ઘણો સફળતાને પામ્યો હતો. ડાક્ટર લિવિંગસ્ટન જે આફ્રીકાના જંગલી માણસોને ધર્મનો ઉપદેશ આપવા વાસ્તે ગયો હતો, તેને જેટલી મુશાબત પડી હતી તેમાં તેની સ્ત્રી કેટલી મદદગાર હતી, તે વિષય જેઓએ ડાક્ટર લિવિંગસ્ટ-

નનું જીવનચરિત્ર વાંચ્યું હશે તે સમજી શકશે. ખ્રિ-સ્તિ ધર્મનો ફેલાવો કરનાર પાદરીઓની સ્ત્રીઓ પ-તિની જોડે રહીને જે કષ્ટ સહન કરેછે તેના ઘણા દાખલા બતાવ્યા છે. "અમેરિકાનું સાધારણ તંત્ર," એ નામનું પુસ્તક લખનાર પ્રસિદ્ધ ડિ. કુઇવિલને ઘણીજ સારી સ્ત્રી હતી. એ સાધવી રમણી, ઘરની હવાને જાણે સ્વચ્છ કરતી હોયને એવી હતી, અને તેના વડે સ્વામી પોતાને બળવાન અને પવિત્ર સમ-જતો. તે મિત્રોની આગળ ખુશીથી કહેતો હતો કે, "ઈશ્વરે મને જેટલી અમૂલ્ય વસ્તુ આપી છે, તેમાં મારી સ્ત્રી શ્રેષ્ઠ છે." તેણે પોતાના એક મિત્રને પત્રમાં લખ્યું હતું કે, "વિપત્તિની વેળાએ તે મને કેવી મદદ કરેછે, તે તમે કલ્પનાથી પણ અનુભવી શકશો નહિ. તે ઝાઝુંકરીને ઘણી શાંત છે, પરંતુ તે વેળાએ દૃઢિષ્ટ અને બળવાન થાયછે. દુઃખની વેળાએ હું હિમ્મત હારતો નથી પરંતુ તે શાંતિ રાખીને મારા મનમાં શાંતિ અને બળ આપવાનો યત્ન કરેછે." તેણે વળી એક વખતે લખ્યું છે કે, "મને આરામ લેવાની ઘણી

જરૂર પડેછે, કોઈ પુસ્તક પૂરૂં કરવાની વેળાએ કેટલીક જાતની મદદ મારી મેરી તરફથી મળેછે, તે જો ન મળે તો હું મારો કાળ બચાવી શકત નહિ. જે સ્ત્રીઓનો આત્મા સ્વામીમાં છે તેના સઘળા ઉત્કૃષ્ટ ભાવ છે. તે આરશીની પેઠે પ્રતિબિંબિત કરે છે. એટલુંજ નહિ. પણ તે ભાવને વધારે છે અને ઉન્નત કરી મૂકેછે. તેની જોડે સર્વદા સહવાસ રાખવો, એ આનંદદાયક થાયછે. જ્યારે મેં કંઈ સત્ય તથા ન્યાયવાળી વાત કહી, અથવા કંઈ કામ કર્યું તે વેળાએ મારી સ્ત્રીના મોંઢા ઉપર તરત વ્યાજબી ગર્વ સાથનું સંતોષનું ચિન્હ જાહેર થતુ જોતો હતો, ત્યારે મને બહુ ઉત્તેજન મળતુ હતુ."

ઉન્નત ચિત્ર અને મહાશયા સ્ત્રીની જોડે મળ્યાથી જીવને જેવી મદદ મળેછે એવી બીજી કોઇથી મળતી નથી. કોઈ વિદ્વે લખ્યું છે કે "રૂડી સ્ત્રીના સાધુ ઉપદેશ અને દૃષ્ટાન્તથી ઘણા દુરાચરણી પુરૂષો નીતિમાન બન્યા છે; તેમજ વળી ઉદાર ચિત્તવાળા પુરૂષો, રૂઢ પ્રકૃતિની સ્ત્રીની સંગતમાં માણુસાઇથી રદ થયાછે."

# સ્ત્રીઓનો સ્વામી પ્રત્યે પ્રેમ.

## સ્યાથીન હારપીના.

સ્યાથીન હારપીના નામની એક સ્ત્રી હતી. તેના સ્વામીને ફિલક્ટ્ક્સ થિયન એટલે મોત ઉપજાવે એવો એક રોગ ઉત્પન્ન થયો. એ રોગથી શરીરમાં ભાન તથા ચેતના બીલકુલ રહેતી નથી. તે રોગમાં પડ્યાથી તેના શરીરના હાથ પગ વગેરે સર્વ અવયવો સુન મારી ગયા, સ્યાથીન હારપીના એવી પતિને ચહાનારી સ્ત્રી હતી કે, પોતાના પતિની પીડા સઘળી જતી રહેશે એવું સમજીને પગે મુસાફરી કરી છસો કોશપર એક પાણીના ઝરા આગળ તેને લઇ ગઇ. સ્વામીને માટે સ્ત્રીઓ ઘણું દુઃખ સહન કરે છે, તેનો આ એક ઉત્તમ દાખલો છે.

---

## આઇસબીલા.

જ્યારે સ્ધરલંડનો અર્લ તાવે પીડાતો હતો ત્યારે તેની સ્ત્રી લાગટ વીસ દિવસ સુધી તેની માવજત

કરવામાં રોકાઇ હતી. એક પળ પણ તે પોતાના ધણીને મોકળો મુકતી નહોતી અને જરા પણ તેનાથી દૂર જતી નહોતી. સ્વામી મરણ પામશે, એવો ભય તેના મનપર એટલો તો ઠરી ગયો હતો કે, તેની ભુખ પણ એક દમ નાસી ગઈ હતી, અને એક વેળાએ પણ ખાવાની તેને રૂચિ થતી નહોતી. એ પ્રમાણે કુદરતી શરીરના નિયમો તોડ્યાથી આજારી પડીને સ્વામીને લીધે તે મરણ પામી હતી. તેનો સ્વામી પણ થોડા દિવસમાં દેહ છોડી ગયો હતો.

---

## રાબર્ટની સ્ત્રી.

ઇંગ્લંડના મહા પરાક્રમી રાજા વિલિયમ પહેલાનો પુત્ર રાબર્ટ એકવેળાએ ઝેરી તીરના જખમથી ઘાયલ થયો હતો. સઘળા ડાકટરોએ તેની આશા છોડી મૂકી હતી. એમાંના એક ડાકટરે કહ્યું કે, જો કોઇ જખમની જગા ઉપરથી મોં વાટે ઝેર ચૂસી લે તો કદાચ બચે પણ ચુસનારનો જીવ જોખમમાં પડે. તેથી

તેણે માણસોને કહ્યું પણ તેમ કરવાને કોઈપણ રાજી થયા નહિ, ત્યારે રાણીને આ ખબર થઈ તેથી તે જલદી આવીને તેમ કરવાને રાજી થઇ. પણ રાબર્ટ આ પ્રમાણે પોતાની ખાતર કોઈ બીજાના જીવનો ભોગ લેવાને અત્યંત નાખુશ હોવાથી તેની સ્ત્રી આ-ઇસાબીલાએ રાતનીવેળાએ તે ઊંઘને વશ થયો હતો ત્યારે પોતાના પ્રિયનાથનો જીવ બચાવવાના અર્થે તે ઝેર પોતે ચુસી લીધું હતુ અને પોતાના વહાલા ધણીનો જીવ ઉગારી, પોતે જીવન ત્યાગ કર્યું હતુ.



# સ્ત્રીનો પુત્ર પ્રત્યે પ્રેમ.

## મારસનયેસ.

ઇસવીસન ૧૭૮૨ માં યુરોપના દક્ષિણ છેડા આગળના સીસીલી નામના બેટમાં ભયંકર ધરતીકંપ થયો હતો, તેથી બજાર બાગ બગીચાઓ, ઝાડપાલો વગેરેનો નાશ થયો હતો. તે વેળાએ સીસીલીની દક્ષિણ દીશાએ આવેલા મેસીના નામના શહેરમાં મારસનયેસ નામની એક સ્ત્રી રહેતી હતી. તે ધરતીકંપ થતો જોઇને મુઢિત થઈ ગઈ. તેના સ્વામીએ સ્ત્રીની આવી દુર્દશા જોઇને શહેરમાંના કિલ્લામાં પોતાની પ્રિયાને લઈ ગયો અને હોડીમાં બેસાડીને તેને બીજી જગાપર લઇ જવાની મતલબથી પોતે હોડી લેવા ગયો. એટલામાં મારસનયેસ શુદ્ધીમાં આવી. તેણે જોયું તો પોતાની આગળ છોકરો નથી તેથી વ્યાકુલ થઈ અને છોકરાને લાવવા માટે ઘર તરફ દોડી. ઘેર જઈ ને ઓરડામાં પોતાનો છોકરો સુતો હતો તે ઓરડામાં ગઇ એવામાં તે ઓરડાની ભીંત પડી ગઇ

અને પછી બીજા ઓરડાઓ પણ ભાંગી ગયા. હવે ફક્ત એકજ ઓરડો રહ્યો હતો, તે પણ ભાગી જશે એવી ધાસ્તીથી પોતાના આડોશી પાડોશીઓનાં નામ દઈને મદદ કરવા માટે બોલાવવા લાગી. પણ તે પોકાર કોણ સાંભળે! આખરે થોડી પળમાં તે ઓરડો પણ તુટી પડીને સપાટ મેદાન થઈ ગયો અને તે બીચારી મા પોતાનાં બચ્ચાં સાથે ત્યાંજ દટાઈ મૂઈ.



# સ્ત્રીનો સખી પ્રત્યે પ્રેમ.

## લુઇસા.

અહિંઆં હેમ કીર્તિનું વર્ણન કરીશું. કીર્તિ ઘણા પ્રકારની છે. પરંતુ હેમકીર્તિ કોને કહેવાય છે, કષ્ટ સહન કરવાનું નામશું હેમકીર્તિ છે? અથવા જય મેળવવાની લાલચથી ઉન્મત્ત થઇને દેશ, ગામ, નગર, શહેરોને લોહીથી તરબોળ કરી જે યશની નાવ તરાવવી એ શું હેમ કીર્તિ તરીકે ગણાય છે? અથવા લશ્કરના સેનાપતિની આજ્ઞા પ્રમાણે લઢાઇમાં પ્રવેશ કરીને બધાને મારી નાંખવા એ શું હેમકીર્તિ કહેવાય? નહિ—ત્યારે કોને કહેવી? પ્રાણાપર્ણ—જે પોતાનો જીવ આપવામાં કાંઈપણ આગુંપાછું ન જોય—જે પ્રાણાર્પણમાં કંઇપણ સ્વાર્થપરનો સ્પર્શ નથી, મૃત્યુની તરફ નજર કરતા તથાપિ મનુષ્ય પોતાની ઇચ્છાથી વિવિપદની સામે થઈ પારકાના ઉદ્ધારને માટે નિઃસ્વાર્થ ભાવથી પોતાના જીવનનો ત્યાગ કરેછે એવા દૃષ્ટાંતજ ખરેખરી હેમ કીર્તિનાં છે.

અહીંઆં એક સ્ત્રીની હેમકીર્તિનું વર્ણન કરી દેખાડીશું કે કોમળ હૃદયની સ્ત્રી પણ કેવી રીતે બીજાને માટે પોતાનું જીવન સંકોચ કર્યા શિવાય આપીને નારી જન્મનું સાર્થક કરેછે. અંધારૂં ન હોય તો દીવો શોભતો નથી. અંધારી રાત ન આવ્યાથી શરદ પૂનેમનો પ્રકાશ હસતો નથી. આકાશ ઘન ઘટામાં ઘેરાયલું ન હોય તો વીજળીની જ્યોતિ રમતી નથી; જીવનનું આકાશ વિપદોથી ઘેરાયલું ન હોય તો મનુષ્ય હૃદયના છુપા સૌન્દર્યનો વિકાસ થતો નથી; તેથી આવો એકવાર અઢારમીસદીના ફ્રાન્સની ઉથલપાથલના ત્રાસદાયક દેખાવમાં કોઈ શોભીતું ચિત્રછે કે નહીં તેની શોધ કરીએ.

આજ તે દિવસ છે, જે દિવસને સંભાર્યાથી સેંકડો વર્ષ પછી પણ પારિસના પ્રતિષ્ઠિત માણસના પ્રાણ ત્રાસથી અધીર થતાં જાય છે—જે દિવશે લોહીના તરસ્યા જાકોબિનિયો (Jacobirs) અને રવિરિપયરના નોકર ચાકરોએ પારિસના કેદખાના લોહીથી રંજિત કરીને પોતાની આંખને પરિતૃપ્ત કરી હતી. આજે તે

તા. ૨ જી સપટેમ્બર ૧૭૯૨ છે. આ જુઓ લા-ફર્સના કેદખાનામાં એક વિધવા સ્ત્રી જીવનથી છેલ્લી પરીક્ષાની જગાએ ઉભી છે;—આજે તેણે પોતાની પ્રિય સખીને માટે પોતાનું જીવન સંકોચ વગર આપ્યું છે. એ કોણ છે?—ઙ્યામબેલની રાજકુમારી લુઇસા છે. એ ઈ. સ. ૧૭૪૯ માં રાણી એન્ટઇનના ઘરનો બંદોબસ્ત રાખવાના કામમાં નિયુક્ત થઇ હતી. તેથી ધીરે ધીરે રાણીની સાથે મિત્રતાના સૂત્રમાં બંધાઇ હતી. ફ્રાન્સની સંક્રાંતીની શરૂવાતમાં તે પોતાના સસરાની જોડે ઇંગ્લંડ ગઇ હતી. પરંતુ પ્રિયસખીની વિપદના સમાચાર સાંભળીને તે રહીશકી નહિ, તેથી તે પાછી પારિસમાં આવીને રાજકુટુમ્બમાં જઇને મળી અને તેઓની જોડે ટેમ્પલના કેદખાનામાં રહેવા લાગી. તા. ૧૦ મી આગસ્ટે ખરાબ ભાવથી પોતાની સખી આગળથી છુટી કરીને તેને લાફર્સના કેદખાનામાં નાંખી. કેદખાનાના દુઃખને તેણે દુઃખ જાણ્યું નહિ, પરંતુ સખીથી જુદા પડવાથી તેનો પ્રાણ વ્યાકુલ થયો હતો.—આજે તા. ૨જી સપટેમ્બરની

સાંઝે લુઇસા જીવન અને મૃત્યુની વચમાં ઉભી છે; તેની છેલ્લી પરીક્ષાનો વખત આવ્યો છે; તે ઘાતકોની પાસે આવી છે; ઘાતકોએ તેને કહ્યું, "સ્વતંત્રતા, સામ્ય અને રાજા તથા રાણીના ઉપર જૂદી જાતનો ધિક્કાર દેખાડો." લુઇસાનાં પ્રશાન્ત અને ગંભીર મુખ ઉપર ગંભીરતમ ભાવો ધારણ થયા. એક બાજુએ પોતાનું જીવન અને બીજી બાજુએ રાજા તથા રાણીનું કલ્યાણ હતું. તેને પોતાના મનમાં વિચાર કર્યો કે હતભાગ્ય શોળમો લુઇ અને પ્રિયતમ એન્ટઇન કે જેને તે પ્રાણના જેવી ચહાતી હતી, જેને વાસ્તે તે કેદખાનાનાં દુઃખ ભોગવવાને કુંઠિત થઇ નહોતી, તે આજે અમંગળની ઇચ્છા કરૂં? નહિ! તે સંભવતું નથી–તેથી તેણે દ્દઢતાથી જવાબ આપ્યો, "અકુંઠિત ભાવથી પહેલાં બે કબૂલ કરીશ, પરંતુ છેલ્લુ કહી શકતી નથી; એ મારૂં હૃદય ના કબૂલ કરે છે." આ સાંભળીને તરત ઘાતકો ગર્જી ઉઠ્યા, "જો જીવતરને વહાલું સમજો તો કબૂલ કરો." તેનું મન શું જીવન ભયથી ભયભીત થઇ પડ્યું!

નહિ ! લુઇસાએ સ્વર્ગની તરફ નજર કરી અને એ હાથ ઊંચા કરીને એક પગ આગળ વધાર્યો. તરત ઘાતકોની તરવારે તેની છાતી લાલ કરી નાખી–પ-ળમાં તેનામાં કંઇ નથી–પ્રાણ પક્ષી દેહ પીંજરૂં છો-ડીને જતુ રહ્યું. તેના શરીરના કડકા કર્યા. કલેજું બાહાર કાઢયું–દેહથી છુટા માથાના કેશ માટીમાં ખ-રાબ થયા.–લુઇસા મરી ગઈ, પરંતુ મરીને પણ પ્રીતિની હદપાર ઓળખાણ આપી તેના હૃદયનું જે સૌન્દર્ય આટલાં દિવસ સુધી છુપું હતુ, તેનો આજે પૂર્ણ વિકાસ થયો.

---

# સ્ત્રીનો સ્વદેશ પ્રત્યે પ્રેમ.

## જોન આફ આર્ક.

ઈસવીસનની ચોદમીસદીના આરંભમાં ફ્રાન્સના રાજા ચોથા ચાર્લસનું મૃત્યુ થયું, તે વેળાએ ત્રીજો એડવર્ડ ઇંગ્લંડનો રાજા હતો. એડવર્ડ મરણ પામેલા ફ્રાન્સના રાજાનો ભાણેજ થતો હતો. તેથી તેના મરણ બાદ ફ્રાન્સની ગાદી ઉપર બેસવાનો યત્ન કરતો હતો. જેમ આપણા દેશમાં કોઇને છોકરૂં છૈયું ન હોય તો ભાણેજ વારસાદાર થાય છે, તેવો ફ્રાન્સમાં નિયમ નથી. તેથી આ વિષય ઉપર અંગ્રેજ રાજા એડવર્ડ અને ફ્રાન્સના બાદશાહ ફિલિપની સાથે વાદ-વિવાદનો આરંભ થયો. તેથી લઢાઈ બેઉ વચ્ચે ચાલી. આ લઢાઈ સો વર્ષ કરતાં પણ વધારે કાલ સુધી ચાલી હતી. જેઓએ પહેલ વહેલા આ લઢાઇની શરૂઆત કરી હતી તેઓના છોકરાંના છોકરા અને તેના છોકરા આ લઢાઇમાં માર્યા ગયા હતા. આવી લાંબી લઢાઇનું વર્ણન પૃથ્વીના ઇતિહાસમાં બીજે

ક્યાં પણ મળતું નથી.

એ લઢાઇમાં પ્રથમ અંગ્રેજોએ જય મેળવ્યો હતો. તેઓએ હળવે હળવે ફ્રાન્સની ઘણીક જગા હસ્ત કરી લીધી હતી. ફ્રેન્ચો દિવસે દિવસે દુર્બળ થવા લાગ્યા. અંગ્રેજના લશ્કરે ફ્રેન્ચોને બીલાડા કુતરાની પેઠે જાણ્યું. ફ્રેન્ચ સ્ત્રીઓ તથા બાળકો સાપ અથવા વાઘની પેઠે ભય પામતા હતા. ખરેખર તે વેળાએ ફ્રેન્ચોની આશા એકદમ નાશ પામી હતી. હવે ફ્રાન્સની સ્વતંત્રતા રહેશે એવું ધારતા નહોતા,—તેમજ અંગ્રેજોના જુલમ તથા અપમાનથી મુક્ત થશે એવી પણ આશા નહોતી. શું હમેશાં કોઇના દિવસ એક સરખા જાયછે? પાપ તથા જુલમની ક્યાં સુધી ચઢતી નજરે પડે? જેઓ અન્યાય કરી બીજાનું રાજપાટ લેવા ઇચ્છેછે, તેઓની ઇચ્છા શું પરમેશ્વર પરિપૂર્ણ કરેછે? કદી નહિ. જેઓ થોડા કાળને માટે માલકપણું મેળવી નિર્દોષીના ઉપર જુલમ ગુજારે છે, પોતે ગર્વથી ફુલાઇને ન્યાયને ઉલ્લંઘન કરેછે, તેઓને જલદીથી તે ગર્વ તથા મૂર્ખતા માટે પશ્ચાત્તાપ કરવો

પડેછે. અને જેઓ ઈશ્વરની તરફ જોઈ ન્યાય તથા સત્ય માર્ગ ઉપર જવાનો યત્ન કરેછે—તે ગમે એટલો પણુ દુર્બલ હોય તોપણુ ઈશ્વર તેના ઉપર પ્રસન્ન રહેછે. એક દિવસે તેઓનાં ઘોર દુઃખની રાત જતી રહે છે, અપમાન તથા જુલમનો અન્ત આવેછે. એ કસો વર્ષ સુધી દુઃખ તથા ગુલામગીરી સહન કરી ફ્રેન્ચોના ભાગ્યમાં તેવોજ બનાવ બન્યો હતો. તેઓ એક સો વર્ષ પર્યન્ત મુગા બેઠા નહોતા. મૂર્ખ તથા કાયર માણુસોની પેઠે નસીબના ઉપર આધાર રાખીનેજ સંતુષ્ટ રહેલા નહોતા. પોતાનું નાનુંસરખુ બળ તથા હિમ્મત લઈને જય પામેલા અંગ્રેજોની જોડે લડાઈ કરતા હતા. બહુવાર પરાજય પામ્યા હતા તોપણુ તેઓના યત્નમાં આરામ નહોતો. ફ્રેન્ચોએ એવો પરિશ્રમ કર્યો હતો કે—સ્વતંત્રતા માટે એવા પ્રાણુપણુથી કામ કર્યું હતું કે ઈશ્વરે તેઓના દિવસ પૂરા કર્યા. આશ્ચર્ય રીતે તથા ન ધારેલી રીતે તેઓની સ્વતંત્રતા પાછી સ્થાપિત થઈ.

પંદરમી સદીના આરંભમાં અંગ્રેજોએ આહનિક-

સ નામની જગા ઉપર ઘેરો નાંખ્યો હતો. ઘણા મહીના સુધી ફ્રેન્ચો તેઓની જોડે લઢયા હતા પણ તેઓને પરાજય કરવાને સમર્થ થઈ શકયા નહિ. દુકાલ તથા અનાહારથી ફ્રેન્ચો એકદમ લાચાર થઈ ગયા. અંગ્રેજોની આગળ મહેરબાનીની પ્રાર્થના કરવા શિવાય બીજો ઉપાય નહોતો. સર્વ લોકોએ જાણ્યું કે એકદમ ફ્રેન્ચો હવે હમેશાંને માટે અંગ્રેજોના આધીન થશે. ગુલામગીરી શિવાય તેઓની બીજી કંઈ ગતિ નહોતી. પરંતુ એકાએક તેઓનું નસીબ ફર્યું. ફ્રેન્ચો અંગ્રેજોના હાથમાં આત્મ સમર્પણ કરવા જતા હતા, એટલામાં અઢાર વર્ષની એક છોકરી તેઓના ઉદ્ધાર માટે આગળ પડી.

એ બાળિકા ડેગ્રામી ગામના એક ખેડુતની કન્યા હતી. તેનું નામ જોન હતું. જોન નાનપણથી ઘણીજ ધીર તથા શાન્ત પ્રકૃતિની હતી; અને પોતાની માની જોડે ઘરનું સર્વ કામકાજ કરતી હતી. આસપાસના જંગલમાં જઈ પક્ષીઓને બોલાવતી હતી અને તેઓ નિર્ભયથી જોનના હાથથી ખા-

તાં હતાં, જોનનો શાંત, ધીર સ્વભાવ અને તેનું પવિત્ર જીવન દેશનું ભલું કરવા માટે બન્યાં હતાં. જ્યારે જખમી તથા થાકીને ફ્રેન્ચ લશ્કરનાં માણસો ડોમ્રેમીની પાસેથી જતાં હતાં, ત્યારે જોને તેઓની સેવા તથા ચાકરી કરી હતી; ખાવા માટે ખોરાક તથા પાણી આપીને તેઓની ભૂખ તરસ દૂર કરી હતી; કોણ જાણતું હતુ કે આ ધીર તથા શાન્ત સ્વભાવની છોકરીના અંતરમાં વીર પણું તથા દેશ ઉપર પ્રેમ છે? ધીરે ધીરે દેશની હાલત જોઈ બાળિકાનું હૃદય પિગલિત થયું અને નિર્જનમાં તથા વગલ અવાજે દેશની દુર્દશા તેના મનમાં આવતી હતી. એટલામાં ફ્રાન્સમાં એક ધુમારો ઉડયો કે; "નાહેનની પાસેની એક ખેડુતની છોકરી અંગ્રેજોના હાથમાંથી સ્વદેશનો ઉદ્ધાર કરશે." જોનના મનમાં તે વાતનો વિચાર ઉદય થયો. તે કેટલાક દિવસ સુધી એનો વિચાર કરવા લાગી. અન્તે એક દિવસે સ્વપ્નામાં જોયું કે સાધુ માઇકલનો આત્મા તેને સ્વદેશનો ઉદ્ધાર કરવા માટે આજ્ઞા કરે છે. બીજે દિ-

વસે તેણે પાસેના હોદ્દેદારની પાસે જઈને આ વાત કરી; પરંતુ તેના કહેવા ઉપર કોઈએ વિશ્વાસ કર્યો નહીં. ધર્માચાર્યો અર્થાત્ પાદરીઓ એ કામને અધર્મ તરીકે કહેવા લાગ્યા. પરંતુ કોઈ રીતે તેની પ્રતિજ્ઞા દૂર થઈ નહિ. તેણે કહ્યું, "હું જો મારી માની પાસે રહી ઘરનું કામકાજ કરી શકત તો હું વધારે સુખી થાત. પરંતુ શું કરૂં! એ પ્રભુની આજ્ઞા છે. હું તેને તોડી શકતી નથી." ત્યારપછી જોનને રાજાની કને લઈ જવામાં આવી; પરંતુ ત્યાં પણ પુરોહિતોએ કાળને અધર્મ તરીકે સિદ્ધ કરવા લાગ્યા. તે વેળાએ ધીરતાની સાથે બોલી, "આપના પુસ્તકના કરતાં ઈશ્વરનું પુસ્તક વધારે માનવા જેવું છે." અને જ્યારે રાજસભામાં રાજાએ બોલાવી ત્યારે પોતાની ઓળખાણ આપવાની વેળાએ તે બોલી હતી, "મારૂં નામ કુમારી જોન છે, ઈશ્વરે મને આજ્ઞા આપી છે કે આપને રીમ્સ નગરમાં અભિષેક કરવો. જોઈએ, ઈશ્વર જ આ રાજનો રાજા છે. આપ તેના પ્રતિનિધિ થઈને કાર્ય કરો."

જ્યારે આ પવિત્ર સ્વભાવની અઢાર વર્ષની કુમારી સફેદ વસ્ત્ર પહેરી અને સફેદ ધજા હાથમાં લઇ ઘોડા ઉપર સવાર થઇ આર્લિયન્સની તરફ ચાલતી ત્યારે સર્વ વિસ્મયથી સ્તબ્ધ થઇને જોવા લાગ્યા. કુચરિત્ર અંગ્રેજ સિપાઇઓ તેને નાના પ્રકારની કુત્સિત ભાષાથી હસવા લાગ્યા. પરંતુ તે તરફ કાન ન ધરતાં તે ઇશ્વરની આજ્ઞા પરિપૂર્ણ કરવા માટે આગળ વધી. તેનો યત્ન, ઇશ્વરના ઉપર અવિચલિત નિર્ભયતાનું ઉદાહરણ જોઇ ફ્રેન્ચ લશ્કરોનો ઉત્સાહ પ્રદીપ્ત થયો અને એક પછી એક સર્વ કિલ્લા ફ્રેન્ચોએ મેળવ્યા. છેલ્લો કિલ્લો હાથ કરતી વેળાએ જોન જખમી થઇ. તથાપિ લઢાઇબંધ થઈ નહિ. તે સમજી હતી કે ઇશ્વરની આજ્ઞા જરૂર પૂર્ણ થશે. તેજ થયું. જ્યારે અંગ્રેજોએ પાછી પાની ભરી ત્યારે જોન ઇશ્વરના પ્રત્યે ગંભીર કૃતજ્ઞતાથી રોઇ પડી અને આખું લશ્કર તેની જોડે રોવા લાગ્યું. કેવો ચમત્કારી દેખાવ! લઢાઇના નર હત્યા વગેરે પૈશાચિક બનાવોમાં આવો આશ્ચર્યકારક સ્વર્ગીય ભાવ!! જે

જગત્‌માં સઘળાં યુદ્ધ કાર્ય એવા દેવભાવથી થાય તો પૃથ્વીમાં આટલા નિર્દોષ રક્તપાત તથા નર-હત્યા થાય નહિ. ત્યાર પછી એ રાજાના પગ નીચે પડી. પછી પોતાના જન્મ સ્થાનમાં ભાઇ બ્હેનની પાસે જવાની અનુમતિ માગી. પરંતુ રાજાએ તેને પોતાની પાસે રાખી.

ત્યારપછી અંગ્રેજો લશ્કર વધારીને પાછા લઢાઇ કરવા આવ્યા. આ વેળાએ પણ જોને ઉત્સાહની સાથે લઢાઇ કરી, પરંતુ તેના મનમાં વિશ્વાસ હતો કે આ કામ પોતાને માટે નથી, હું ઇશ્વરની આજ્ઞા પ્રમાણે કરૂં છું. એમ માલમ પડેછે કે આ વિશ્વાસને માટે તે આ વેળાએ શત્રુના હાથમાં બંદીવાન થઈ. એક વર્ષ સુધી કેદખાનામાં રહી. અંગ્રેજોએ તેના નામ ઉપર આવી ફરિયાદ કરી કે "તેને ધર્મથી વિરૂદ્ધ કામ કર્યું છે અને મંત્ર તથા ઇન્દ્રજાળથી આ કામ કર્યુંછે." ન્યાયાધિશો તેને સવાલો પૂછવા લાગ્યા, પરંતુ તેના સઘળાનો એકજ જવાબ આપતી હતી કે "ઇશ્વરે મને આ કામનો હુકમ કીધોછે તેથી તેની આજ્ઞાથી

આ કામ કર્યું છે." જ્યારે તેને કહેવામાં આવ્યું કે, જો ઇશ્વરની મતલબ આ કામ કરવાની હોત તો તમને કેમ બંદીવાન કરત એટલા માટે આ ઈશ્વરની ઈચ્છા નથી." તેના જવાબમાં કહ્યું, "જો ઇશ્વરની ઇચ્છા હોય તો તેમજ થાય, કારણ ઇશ્વરની આજ્ઞાથી કર્યું છે, તેને માટે ખેદ કરીશ નહિ." નિર્દય ન્યાયાધિશોએ તેનો અપરાધ સિદ્ધ કરીને બળતી આગમાં જીવતી બાળી નાંખવાનો હુકમ કર્યો. ક્રુશ કાષ્ટ છાતીમાં રાખી માથાના વાળ છુટા કર્યા. ત્યાર પછી પ્રજ્વલિત અગ્નિ શિખાએ તેના પવિત્રને ઘેર્યું. અંતની ઘડિ સુધી તે શાંત હતી અને આનંદથી ઈશ્વરની ઇચ્છા પૂર્ણ થયલી જાણતી હતી. પછી સ્વદેશનો ઉદ્ધાર કરવા માટે બહાદુરી કરીને અન્તે પ્રશાંત ચિત્તથી તે મરણ પામી. ધન છે તેને !



